# નિવેદન.

ભારતીય સંગીત–નૃત્ય–નાટ્ય મહાવિદ્યાલય ( કૉલેજ ઑફ઼ ઇન્ડિયન મ્યુઝિક, ડાન્સ ઍન્ડ ડ્રામેટિક્સ )ના ઉપક્રમે તદ્વિદોને આમંત્રીને સને ૧૯૫૫–૫૬ માં જે વ્યાખ્યાનો યોજવામાં આવેલાં તેમાંથી કેટલાંક ગ્રંથસ્થ કરવાનો પ્રબંધ કરવામાં આવ્યો છે. આ મહાવિદ્યાલયના અભ્યાસક્રમને યોગ્ય એવાં પાઠ્ય–પુસ્તકો યા સંદર્ભગ્રંથોનું પ્રકાશન કરવું, સાથોસાથ ગુજરાતી વાઙ્મયના આવા વિષયના અણખેડાયેલા પ્રદેશોની દરિદ્રતા કિંચિત્ ઓછી કરવા પ્રયાસ કરવો–એવી ભાવના આ યોજના પાછળ સેવી છે. તદનુસાર આ સાતમું પ્રકાશન છે.

નાટ્યકળા વિશે જાગૃતિ વધતી જાય છે. એના સાંગોપાંગ અભ્યાસ માટે ગુજરાતીમાં નહિવત્ સામગ્રી છે. બીજી ભગિની ભાષાઓમાં પણ બહુ સારી સ્થિતિ નથી. ભરત–નાટ્યશાસ્ત્રનું અધ્યયન નાટ્યકલાના અભ્યાસનું જરૂરી અંગ છે. એ માટે " નાટ્યશાસ્ત્ર અને આચાર્ય અભિનવગુપ્તાચાર્ય " ઉપર ત્રણ વ્યાખ્યાન આપવાનું અધ્યા. ડૅ. કા. શાસ્ત્રીને સોંપેલું, એ વ્યાખ્યાનોમાંથી " નાટ્યશાસ્ત્રે ચર્ચેલા વિષય " એ પેટાવિભાગ સિવાયનાં ત્રણે વ્યાખ્યાન ગયે વર્ષે છપાઇ પ્રસિદ્ધ થઇ ગયાં છે. આ ત્રણ વ્યાખ્યાનોના અનુસંધાનમાં ચોથું વ્યાખ્યાન એમને સોંપવામાં આવેલું, અને એની સાથે અભ્યાસમાં ઉપયોગી થાય એ દૃષ્ટિએ પાઠ્યક્રમમાં આવતા ' ભરત–નાટ્યશાસ્ત્ર 'ના અધ્યાયોનો સમશ્લોકી અનુવાદ પણ માગવામાં આવેલો. એમણે અભ્યાસક્રમમાંના અધ્યાયો ઉપરાંતના બીજા ઉપયોગી અધ્યાયોમાંથી પણ મહત્ત્વના ભાગોનો સમશ્લોકી ગુજરાતી અનુવાદ કરી આપેલો, તે અહીં પેલા " નાટ્યશાસ્ત્રે

ચર્ચેલા વિષય " એ વિભાગને 'પ્રસ્તાવના' તરીકે સાચવી પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. આ કાર્ય કરી આપવા બદલ હું અધ્યા. શાસ્ત્રીનો આભારી છું. નાટ્ય-પ્રવૃત્તિ તથા નાટ્યકલાનો અભ્યાસ ગુજરાતમાં તથા ગુજરાતીઓ જ્યાં જ્યાં વસે છે ત્યાં ત્યાં વધુ ને વધુ વિકસિત થતો જાય છે ત્યારે આવાં પ્રકાશન સવિશેષ આવકાર પામશે એવી આશા છે.

ભારતીય સંગીત-નૃત્ય-નાટ્ય મહાવિદ્યાલય, મ. સ. વિશ્વવિદ્યાલય, વડોદરા, તા. -૫-૫૮

રમણલાલ છોટાલાલ મહેતા
પ્રિન્સિપાલ

# પ્રારંભિક બોલ

**મહારાજા સયાજીરાવ** વિશ્વવિદ્યાલય–વડોદરાના ભારતીય સંગીત–નૃત્ય–નાટ્ય મહાવિદ્યાલયને આશ્રયે '**નાટ્યશાસ્ત્ર**' ઉપર ચોથું વ્યાખ્યાન આપવાનું પણ સદ્‌ભાગ્ય મળ્યું. આ અંગે ઉક્ત મહાવિદ્યાલયના આચાર્યશ્રીએ અભ્યાસક્રમમાંના અધ્યાયોનો સમશ્લોકી અનુવાદ કરી આપવા સૂચવેલું. મને લાગ્યું કે એટલા જ નહિ, પણ બીજા પણ સર્વસામાન્ય ઉપયોગના અધ્યાયોનો પણ સમશ્લોકી અનુવાદ આપવામાં આવે તો એનો વધુ વ્યાપક ઉપયોગ થઈ શકશે, એ સદ્‌ભાવનાથી અહીં રજૂ થતા અધ્યાયોનો સમશ્લોકી અનુવાદ આપવાનો યોગ મેં વધાવી લીધો છે. આ યોગ મળવા બદલ હું મારી જાતને ધન્ય માનુ છું.

અનુવાદ સર્વસામાન્ય વાચકને પણ ઉપયોગી થાય એ દૃષ્ટિએ બની શકે તેટલો સરળ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. બેશક, પારિભાષિક શબ્દોને ટાળી શકાતા નથી, અને તેથી આના વાચકને 'નાટ્યશાસ્ત્ર'ની મહત્ત્વની પરિભાષાનો પરિચય આના વાચન પહેલાં જરૂરી ખરો. આ વિષયના રસિયાઓની પાસેથી એટલી અપેક્ષા તો રહે જ.

અનુવાદમાં તે તે અધ્યાયનો સમગ્ર પાઠ ન લેતાં જરૂરી ભાગોની તારવણી કરી લેવામા આવી છે. કાશી–ચોખમ્બા–માલાના 'નાટ્યશાસ્ત્ર'-ના અધ્યાયોનો અને શ્લોકોનો ક્રમ સ્વીકારવામા આવ્યો છે, તેથી કઈ કારિકાઓ છોડી દેવામાં આવી છે તે ક્રમમાં પડતા ખાંચાઓથી સમજાશે. જ્યાં જ્યાં ખાંચા પડે છે ત્યાં * ૧ * નાં નિશાન એ હેતુથી જ સ્વીકાર્યાં છે.

આખા 'નાટ્યશાસ્ત્ર'માં ક્યાં શું છે એ વાચકોને જાણવું વધુ સરળ બને એ હેતુથી "નાટ્યશાસ્ત્રે ચર્ચેલા વિષય" એ ખંડ અહીં પ્રસ્તાવના–રૂપે આપ્યો છે. મહત્ત્વના અધ્યાયોને અંતે મારા તરફથી આપવામાં આવેલી નોંધો તે તે અધ્યાયના મર્મ તરફ ધ્યાન દોરી રહી

છે; એ આ સ્થળે વાચકોને ખૂબ જ ઉપયોગી જણાશે. ગ્રંથાંતે અકારાદિ ક્રમે મહત્ત્વના વિષયોની સૂચિ પણ આપી છે.

આ તક આપવા બદલ હું ભા. સં. ન્ર. ના. મહાવિદ્યાલયના આચાર્યશ્રીનો આભારી છું. આનો ઉપયોગ આના અધિકારી જનો કરશે તો મારા આ પ્રયત્નની સાર્થકતા છે.

મધુવન, અમદાવાદ ૬, તા. ૧૭-૮-૫૮ કે. કા. શાસ્ત્રી

# અનુક્રમણિકા

## ઉપોદ્‌ઘાત : નાટ્યશાસ્ત્રે ચર્ચેલા વિષય

અભિનયની વસ્તુઓ (૫૪), આંગિક અભિનય (૫૪), ૮ રસદૃષ્ટિ (૫૪), સ્થાયી ભાવોની ૮ દૃષ્ટિ (૫૪), બીજી ૨૦ દૃષ્ટિ (૫૪), વ્યભિચારી ભાવોની દૃષ્ટિ (૫૫), દૃષ્ટિ વગેરે અંગોનાં કર્મ અને લક્ષણ (૫૫)

**અધ્યાય ૯ : ઉપાંગાભિનય :** હાથ છાતી પડખાં જઠર કેડ જંઘા સાથળ ને પગના અભિનય (૫૫)

**અધ્યાય ૧૦ : ઉપાંગાભિનય :** (ચાલુ) (૫૬)

**અધ્યાય ૧૧ : ચારીનું વિધાન :** ભોમી અને આકાશી એવા બે ભેદ (૫૬), ચારીનો વિધિ (૫૭), શસ્ત્રો ફેંકવા વિશેના ન્યાય (૫૭), શસ્ત્રવિધિ (૫૭). બીજો પ્રકીર્ણ વિધિ (૫૭)

**અધ્યાય ૧૨ : મંડલવિધાન :** (૫૭)

**અધ્યાય ૧૩ : ગતિપ્રચાર :** પાત્રોનો પ્રવેશ (૫૭), પ્રકૃતિઓ (૫૭), ગતિના પ્રકાર (૫૮), સમપાદ અને આસનવિધિ (૫૮)

**અધ્યાય ૧૪ : કક્ષ્યાવિભાગ :** ભાંડ વાદ્યની વ્યવસ્થાનું સ્થાન (૫૮), પ્રયોગ માટેનાં રંગમંડપ ઉપરનાં વિભિન્ન સ્થાન (૫૯), અનેક પ્રકારનાં સ્થાનગમનનો અભિનય (૫૯–૬૦), અંક ક્યાં પૂર્ણ કરવો, પ્રવેશક, અંકચ્છેદ, સમયાવધિ વગેરે (૬૦), ચાર પ્રવૃત્તિ (૬૦), નાટ્યનો સુકુમાર અને આવિદ્ધ એવા બે પ્રકારનો પ્રયોગ (૬૨), બે પ્રકારની ધર્મી (૬૨)

**અધ્યાય ૧૫ : વાચિક અભિનય :** નામ ક્રિયાપદ અવ્યય ઉપસર્ગ સમાસ તદ્ધિત સંધિ અને વિભક્તિઓ (૬૨), પદ્ય અને ગદ્ય (૬૩), છંદો (૬૩)

**અધ્યાય ૧૬ : વૃત્તોનાં લક્ષણ** (૬૪)

**અધ્યાય ૧૭ : કાવ્યબંધનાં લક્ષણ :** ૩૬ લક્ષણોનાં નામ

(૯૫), ભરતપુત્રોની સ્ત્રીઓ અને બાળકો સહિતની દુર્દશા તરફ અનુકંપાથી દેવો ઋષિઓ પાસે ગયા ને શાપનિવારણ માગ્યું; ઋષિઓએ વિદ્યા નાશ ન પામવાનો આશીર્વાદ દીધો, પણ પેલા શાપમાં તો મચક ન આપી; દેવોએ ક્રોધની શાંતિ ઇચ્છી (૯૫), ભરતે પુત્રોને દિલાસો આપ્યો (૯૫), ભરતે બ્રહ્માજીએ કહેલા નાટ્યને સમજી લેવાનો પુત્રોને આદેશ–પરંપરા ચાલુ રાખવાનો આદેશ (૯૫), નાટ્ય સ્વીકારી પ્રાયશ્ચિત્તનો આદેશ (૯૬)

સ્વર્ગમાં ગયેલા નહુષ રાજાએ નાટ્ય અને ગાંધર્વની અવદશા નિહાળી ત્યારે દેવોને વિનંતિ કરી કે અપ્સરાઓનું નાટ્ય થવા દો...વગેરે કથાનક (૯૬), નહુષે પૃથ્વીલોકમાં નાટ્ય થવાની અભિલાષા બતાવી તે જાણી ભરતે પુત્રોને પૃથ્વીલોકમાં આવી નાટ્ય કરવાની આજ્ઞા કરી. એનાથી શાપનો અંત આવશે એવું પણ કહ્યું. ભરતના પુત્રો ભૂતળ ઉપર નહુષ રાજાને ઘેર આવ્યા અને સ્ત્રીઓના પ્રયોગ કરી બતાવ્યા. પેલાઓએ અહીં આવી માનુષી સ્ત્રીઓમાં પુત્રો ઉત્પન્ન કર્યા. એ કાર્ય કરી પ્રયોગ પૂરો કરી ફરી પુત્રો સ્વર્ગમાં ગયા. કોહલ વગેરેએ આર્યધર્મ પામી ભૂતળ ઉપર રહી આ નાટ્યશાસ્ત્રની રચના કરી (૯૬)

---

# સમશ્લોકી અનુવાદ

# ઉપોદ્‌ઘાત

## નાટ્યશાસ્ત્રે ચર્ચેલા વિષય

‘‘નાટ્યશાસ્ત્ર’ ઉપર આપેલાં વ્યાખ્યાનોમાંના પહેલા વ્યાખ્યાનમાં ૧–નાટ્યશાસ્ત્રનો રચનાકાળ ઈ. સ. પૂ. ની ૩ જી સદીથી ઈ. સ. પૂર્વેની ૧ લી સદીના ગાળામાં હોઇ શકે, ૨–નાટ્યશાસ્ત્રનો કર્તા કોઇ એક ‘ભરત’ નહિ, પણ કોહલ વત્સ શાંડિલ્ય અને ધૂર્તિલ જેવા ભરતો હોય અને એઓની મળીને કરેલી સંકલના હોઇ શકે, અને ૩–નાટ્યશાસ્ત્રની પ્રમાણમાં જૂની વ વાચના અને આ. અભિનવગુપ્તે સમાદૃત કરેલી અ વાચના એવી બે વાચનાઓને વિશે તેમજ આ ત્રણેના વિષયને અનુષંગે ઊભા થતા મુદ્દાઓ વિશે ખ્યાલ આપવામાં આવ્યો; એના અનુસંધાનમાં અહીં હવે ‘નાટ્યશાસ્ત્ર’માં સમાવિષ્ટ થયેલા વિષયોનો પરિચય સાધિયે તો એ ઠીક થઈ પડશે.

અધ્યાય ૧ : આ અધ્યાયમાં નાટ્યની કેવી રીતે ઉત્પત્તિ થઈ એ બતાવવામાં આવ્યું છે.

આરંભમાં જપાદિકથી નિવૃત્ત થઇને બેઠેલા ભરત મુનિ પાસે આત્રેય આદિ ઋષિઓ આવી પાંચ પ્રશ્ન પૂછે છે : (૧) નાટ્યવેદ કેવી રીતે ઉત્પન્ન થયો, (૨) કોને માટે, (૩) એનાં અંગ કેટલાં, (૪) એનું પ્રમાણ શું, અને (૫) એનો પ્રયોગ કેવી રીતે કરવો (૨–૫). એનો (વિસ્તારથી પ્રત્યુત્તર આપતાં ભરત મુનિ જણાવે છે કે કૃતયુગ પૂરો થયો અને જમ્બૂદ્વીપમાં ત્રેતાયુગ પ્રવર્તમાન થતાં અને લોકોમાં ગ્રામ્યધર્મ તેમજ ઈર્ષ્યાદિ વધતાં મહેન્દ્ર આદિક દેવોએ પ્રજાપતિ પાસે જઈ દૃશ્ય અને શ્રવ્ય ક્રીડનક (ખેલ) મેળવવાની પ્રાર્થના કરી અને શક્રોને

વેદના શ્રવણનો અધિકાર ન હોઇ બધા વર્ણોને કામમાં આવે તેવો પાંચમો વેદ સર્જવાની વિનંતિ કરી. આ ઉપરથી પ્રજાપતિએ યોગમાં બેસી ચારે વેદોનું સ્મરણ કર્યું અને ઋગ્વેદમાંથી પાઠ્ય, સામવેદમાંથી ગીત, યજુર્વેદમાંથી અભિનય અને અથર્વવેદમાંથી રસ લઇ ચારે વેદોનાં અંગમાથી મેળવેલો—વેદ અને ઉપવેદો સાથે જોડાયેલો ઇતિહાસ સહિત પાંચમો નાટ્યવેદ કર્યો. (૬–૧૭½)

નાટ્યવેદ ઉત્પન્ન કરીને બ્રહ્માએ સુરેશ્વર-ઇંદ્રને આજ્ઞા કરી કે જે દેવો તમને કુશળ જણાય તેમનામાં આ નાટ્યવેદનું સંક્રમણ કરો. ત્યારે ઇંદ્રે કહ્યું કે દેવો તો આ કરી શકે એમ નથી, પરંતુ આ ઋષિઓ ધારણ કરશે. એ ઉપરથી બ્રહ્માએ ભરત મુનિને બોલાવી નાટ્યવેદ ધારણ કરવા આજ્ઞા કરતાં ભરતે પોતાના સો પુત્રોને એનો અભ્યાસ કરાવ્યો. (૧૮–૨૫)

ભારતી સાત્ત્વતી અને આરભટી વૃત્તિનો આશ્રય કરી રહેલા આ પ્રયોગ વિશે બ્રહ્માજીને વિનંતિ કરતાં એમણે કૈશિકી વૃત્તિ યોજવાની પણ આજ્ઞા કરી. એ પછી ભગવાન નીલકંઠ પાસેથી કૈશિકી વૃત્તિની પ્રાપ્તિ કરી. આ પ્રયોગ સ્ત્રીઓ વિના કરવો મુશ્કેલ હોવાથી ભરતની વિનંતિથી બ્રહ્માજીએ મંજુકેશી વગેરે અપ્સરાઓને મનમાંથી સરજી અને સ્વાતિને એના શિષ્યો સહિત વાદ્યો ઉપર અને નારદ વગેરેને ગાન ઉપર નિયોજ્યા. ત્યારે ભરત મુનિ સ્વાતિ અને નારદ સાથે બ્રહ્માજી સમક્ષ પ્રયોગ માટે હાજર થયા. એ સમયે દેવો અસુરોનો વિનાશ કરીને આવેલા હોઇ એ ઉત્સવ પ્રસંગે નાટ્યપ્રયોગ કરવાની બ્રહ્માજીએ ભરત મુનિને આજ્ઞા કરી, એટલે વેદમાંથી બનાવેલી આઠ–અંગવાળી નાંદીનો પ્રથમ પ્રયોગ કર્યો અને પછી દેવોએ કરેલા અસુરો ઉપરના વિજયનો નાટ્યપ્રયોગ ભજવી બતાવ્યો. આ પ્રયોગ જોઇ બ્રહ્માદિ દેવો ખૂબ પ્રસન્ન થયા ને ભરતના પુત્રોને જુદી જુદી ભેટો આપી. (૪૧–૬૩) )

આ પ્રયોગ જોઇને ત્યાં આવેલા દૈત્યો ખૂબ ખળભળી ઊઠ્યા ને

વિરૂપાક્ષ વગેરેએ વિઘ્નો નાખી કહ્યું કે અમારે આવો પ્રયોગ નથી જોવો. એઓએ માયા કરી વાણી અભિનય અને સ્મરણને થંભાવી દીધાં, એટલે ઇંદ્રે ધ્યાન ધરી કારણ સમજી લીધું અને દિવ્ય એવો ધ્વજ ઉઠાવી એ જર્જરનામક ધ્વજની મદદથી રંગપીઠ ઉપરનાં વિઘ્નોને અને અસુરોને જર્જર (=ખોખરા) કરી નાખ્યાં. વિઘ્નો તેમજ અસુરોને હણાયેલા જોઈ દેવો બોલી ઊઠયા કે આ તો દિવ્ય આયુધ આવી મળ્યું. આણે વિઘ્નો અને અસુરોને જર્જર કરી નાખ્યાં માટે આ ધ્વજનું નામ જર્જર પાડ્યું. બાકીનાં કોઈપણ વિઘ્નો હશે તે પણ આને જોતાં વેંત જ નાશ પામી જશે. ઇંદ્રે તથાસ્તુ કહ્યું. (૬૪–૭૫)

એ પછી વિઘ્નોને આવતાં જાણી ભરત મુનિ બ્રહ્માજી પાસે પોતાના પુત્રો સહિત ગયા ત્યારે બ્રહ્માજીએ વિશ્વકર્માને નાટયગૃહની રચના કરવાની આજ્ઞા કરી, એટલે વિશ્વકર્માએ નાટયગૃહ તૈયાર કરી આપ્યું.– એ જોવા બ્રહ્મા ઇંદ્ર વગેરે આવ્યા ને જેવી બ્રહ્માએ દેવોને આજ્ઞા કરી કે તમારા અંશભાગોથી આ નાટયગૃહની રક્ષા કરવી ત્યારે એ પ્રમાણે ચંદ્રમા, દિક્પાલો, મારુતો, મિત્ર, વરુણ, અગ્નિ, સર્વ દેવો, ચાર વર્ણો, આદિત્યો, રુદ્રો, ભૂતો, અપ્સરાઓ, યક્ષિણીઓ, મહાસાગર, કૃતાંતકાલ, મુખ્ય બે નાગ, યમદંડ, શૂલ, નિયતિ અને મૃત્યુ રક્ષણ માટે જુદા જુદા ભાગમાં સ્થાપિત થયાં ને રક્ષણ માટે રંગપીઠ ઉપર ઇંદ્ર જાતે આવી ઊભો; જર્જર ધ્વજમાં ઇંદ્રનું વજ્ર આવી સ્થાપિત થયું. વળી એ જ પ્રમાણે બીજાં સ્થાનોની પણ રક્ષા આદેશવામાં આવી. બ્રહ્મા, શંકર, વિષ્ણુ અને કાર્તિકેય, શેષ વાસુકિ વગેરે પણ આવી રહ્યા. રંગમંડપમાં બ્રહ્મા આવી રહ્યા હોય ત્યાં પુષ્પ મૂકવામાં આવે છે. એ પછી દેવોની પ્રાર્થનાથી બ્રહ્માએ જ્યારે સામ દાન ભેદ અને દંડ એ ચાર વિઘ્નોને શા માટે વિઘ્ન કરો છો એમ પૂછ્યું ત્યારે વિરૂપાક્ષે આવી બ્રહ્માને કહ્યું કે દેવોની ઇચ્છાથી આ તમે નાટયવેદ પેદા કર્યો એનાથી અમારું અપમાન થાય છે. આપ તો લોકના પિતામહ છો તેથી આવું કરવું ન જોઈએ. દૈત્યો અને દેવો આપનામાંથી નીકળી

આવ્યા છે. ત્યારે બ્રહ્માએ કહ્યું કે નહિ, નહિ; તમે બેઉ પક્ષના સંતોષ માટે નાટ્યવેદ મેં કર્યો છે. ક્રોધ ન કરો. સમગ્ર ત્રૈલોક્યના વિવિધ ભાવોનું દર્શન આ દ્વારા થશે એવું આ નાટ્ય છે. એમાં જગતની બધી જ વિદ્યાઓ આવી રહેલી છે. આમાં સમગ્ર લોકસ્વભાવ મૂર્ત થઇ શકે છે. એ લોકમાં વિનોદ માટે સરજાવામાં આવ્યું છે. (૭૬-૧૨૦)

અને પછી બ્રહ્માજીએ નાટ્યનો પ્રયોગ કરનારાઓને રંગદેવનું પૂજન કરવાની આજ્ઞા કરી; અને દરેક વખતે વિધિપૂર્વક રંગદેવનું પૂજન કરવાની જરૂરિયાત સમજાવી અને ભરતને રંગપૂજા કરવાનો આદેશ આપ્યો. (૧૨૧-૧૨૮)

**નોંધ**—પહેલા અધ્યાયનો આ સારાંશ છે. પૌરાણિક પદ્ધતિએ આમાં નાટ્યવેદ અને નાટ્યની ઉત્પત્તિનો ખ્યાલ આપવામાં આવ્યો છે. 'ભરત'થી ભરત નામથી ખ્યાત નટજાતિનો નિર્દેશ સમજાય છે. આ સાથે દરેક પ્રકારના નાટ્યપ્રયોગના આરંભમાં રંગદેવના પૂજનની આવશ્યકતા અને જર્જર નામક ધ્વજની સ્થાપનાનું રહસ્ય આમાં સ્પષ્ટ થાય છે. ભવાઇ ભજવનારાઓ ધ્વજનું સ્થાપન ભવાઇના પડામાં કરે છે એની પાછળ આ પરંપરા જણાય છે.

આ અધ્યાયમાં ત્રણ મહત્ત્વના મુદ્દા ઊઠે છે:

(૧) ભરતના વંશ્યો પરંપરાથી નાટ્ય ભજવતા આવ્યા છે;

(૨) નાટ્યમાં ગીત વાદ્ય અને નૃત્ય આ ત્રણ સંમીલિત છે;

(૩) નાટ્યના આરંભમાં જર્જરધ્વજની સ્થાપના કરવામાં આવે છે.

નાટ્યશાસ્ત્રની જે કોઇ સરૂપમાં રચના થઇ ત્યાંસુધીમાં નટોનો સામાજિક દરજ્જો પ્રમાણમાં ઊતરતી કોટિનો થઈ ચૂક્યો હતો; નાટ્યશાસ્ત્રકારે એમનો એ દરજ્જો ઊંચે લાવવાનો પ્રશસ્ય અને સફળ પ્રયત્ન કર્યો છે. નાટ્યવિદ્યાનું ગૌરવ શ્રેષ્ઠ કોટિએ સ્થાપવાનો આ પ્રયત્ન કેટલો સફળ થયો છે એ એના પછીના તદ્વિષયક અને કાવ્યશાસ્ત્રવિષયક

ગ્રથોએ આદરપૂર્વક નાટ્યશાસ્ત્રના સિદ્ધાંતોનું પાલન કરવામાં સાહિત્યનું ગૌરવ સ્વીકાર્યું છે એનાથી સમઝાય છે. ઉત્તરરામને ભવભૂતિએ વાલ્મીકિએ तौर्यत्रिकसूत्रकार ભરત* પાસે રામાયણનો એક ભાગ નાટ્યસ્વરૂપે લખી અપ્સરાઓ દ્વારા ભજવવા મોકલ્યાનું લવના મુખમાં મૂક્યું છે. ભાસ અને કાલિદાસે પણ 'ભરત' ને એટલું જ ગૌરવ આપ્યું છે.

ભવભૂતિ ભરતને तौर्यत्रिकसूत्रकार કહી ભરતને હાથે થયેલા ગીત વાદ્ય અને નૃત્તના સમન્વય તરફ જ ધ્યાન દોરે છે.

જર્જર ધ્વજની પૌરાણિક ઉત્પત્તિનો ખ્યાલ તો ઉપર આપેલા અધ્યાયના સારમાં સ્પષ્ટ થાય છે, પરંતુ એના ઉપરથી સામાન્ય બુદ્ધિમાં એ વાત ગળે ઊતરે એવી લાગતી નથી. 'જર્જર' નામ જ એવા પ્રકારનું છે કે એનું મૂળ કદાચ સંસ્કૃતમાં ન હોય. સં. जृ ધાતુ ઉપરથી એની વ્યુત્પત્તિ તો સહેલી છે, પણ શબ્દના સ્વરૂપ ઉપરથી કાંતો એ ધ્વન્યાત્મક છે યાતો સંસ્કૃતમાં સ્વીકારાયેલા किर्मीर नर्मुर જેવો ભારતવર્ષની પ્રાચીન ભૂમિની આદિ ભાષાઓનો એ કોઈ શબ્દ છે. આદિ નટ તરીકે આપણે ત્યાં શ્રીમહાદેવજી છે. (આપણે એ પણ સારી રીતે જાણિયે છિયે કે મોહેંજોદડો અને હડપ્પાની સંસ્કૃતિમાં માતા અને આદ્ય-શિવની માટીની મૂર્તિઓ મળી આવે છે. નૃત્તશાસ્ત્રમાં તાંડવ અને લાસ્ય એવા જે પ્રકાર છે તેમાંનો તાંડવપ્રકાર મહાદેવનો છે અને લાસ્યપ્રકાર ઉમાનો છે; એટલે પ્રાગ્-આર્યભારતીય સંસ્કૃતિમાં નૃત્તનો×

---

* ઉત્તરરામચરિત, અંક ૪ થો-લવના મુખમાં—

तं च स्वहस्तलिखितं मुनिर्भगवान् व्यसृजद् भरतस्य मुनेस्तौर्यत्रिकसूत्रकारस्य। (અને એ પોતાના હાથથી લખેલું ભગવાન મહર્ષિએ તૌર્યત્રિક સૂત્રકાર ભરતમુનિને આપ્યું.)

(× મોહેંજોદડો અને હડપ્પાની સંસ્કૃતિમાં નૃત્ત અને વાદ્યનાં ચિહ્ન પ્રાપ્ત થયાં છે. એક લાંછનમાં એક માણસ મૃદંગ વગાડે છે ને બીજો નૃત્ય કરે છે. હડપ્પાના એક મુદ્રાંકમાં એક માણસ વાઘની આગળ

જે કોઈ પ્રકાર અહીં ભારતની જમીન ઉપર હશે તેનો આ બેઉ નૃત્તપ્રકાર સાથે પરંપરાગત સંબંધ હશે. આર્યો આવ્યા અને પાછળથી એમણે રુદ્ર અને વિષ્ણુ તત્ત્વને પણ પોતાના દેવગણમાં સ્વીકારી લીધા અને એ રીતે આર્ય સંસ્કૃતિની સાથે સ્થાનિક સંસ્કૃતિનું પણ સંમિશ્રણ થઈ ગયું. એવા સંમિશ્રણમાંથી સમગ્ર નાટ્યપ્રકાર ખીલ્યો હોવાની જરા પણ ઓછી સંભાવના નથી. વિભિન્ન ઉત્સવોમાં આવા નૃત્તાદિ પ્રયોગોના અંશ ઋગ્વેદમાં પણ મળી આવે છે એ આ પહેલાં આપણે જોયું છે,) એટલે ઉત્સવોના ઉદ્‌ઘાટન વખતે સામાન્ય રીતે વ્યાપક એવું ધ્વજારોપણ નાટ્યપ્રયોગના આરંભ વખતે પણ પ્રચારમાં આવ્યું–એણે આ જર્જર ધ્વજ નાટ્યને આપ્યો. શ્રી. હરીંદ્રનાથ દાસગુપ્તા નોંધે છે તે પ્રમાણે અંગ્રેજ વગેરે પ્રજાઓમાં વ્યાપક " May pole " જેવી જ કોઈ આ પ્રણાલી છે. ફાગણ સુદિ આઠમને દિવસે આપણે ત્યાં હોળીદાંડાનું માહાત્મ્ય હજી પણ ધાર્મિક ઉત્સવોમાં જળવાઈ રહ્યું છે. વિભિન્ન ઋતુઓની ઉજવણીઓમાં આપણે ત્યાં આવું સામાન્ય હતું. દિવાળીના તહેવારોમાં શેરડીની કાતળીના છેડાને ચાર ભાગે ફાંસ મારી વચ્ચે કોડિયું નાખી 'મેર મેરાયાં' પણ પ્રકારની ઉજવણી જ છે. કાર્તિક સુદિ ૧ નો ઇંદ્રની તૃપ્તિને માટેનો અન્નકૂટ પાછળથી કૃષ્ણને માટે અમલમાં મુકાયાનું આપણને ભાગવત કહે છે. અને નાટ્યશાસ્ત્ર આપણને ઇંદ્રના ધ્વજને જ 'જર્જર' નામ મળ્યાનું સૂચવે છે. આમ આ પ્રણાલી સમન્વય સાધી વિકસી અને નાટ્યપ્રયોગમાં પછીથી સીમિત થઇ. (નાટ્યાદિ ઉત્સવો આનંદના પ્રસંગે જ ઊજવાતા એ આપણે સંસ્કૃત સાહિત્યે આપેલાં નાટકોની પ્રસ્તાવનાઓમાં સર્વત્ર અનુભવિયે છિયે;) નહિ કે સર વિલિયમ રિજવે જણાવે છે તે પ્રમાણે મૃતાત્માના માનમાં.*

મૃદંગ વગાડે છે અને બીજા લાંછનમાં એક શૃંગી પશુ નજીક એક સ્ત્રી નૃત્ય કરતી દેખાય છે. એક નૃત્ય કરતી લાગતી નર્તિકા પણ જોવા મળે છે. હડપ્પા ને મોહેંજોદડો, ડૉ. હ. ગં. શાસ્ત્રી, પૃ. ૧૮૭–૧૮૮)

* ઇન્ડિયન સ્ટેજ—ગ્રં. ૧, પૃ. ૧૨

અધ્યાય ૨ : જે નાટ્યગૃહ વિશે પહેલા અધ્યાયના આખરના ભાગમાં સૂચન આવે છે અને એનાં વિભિન્ન અંગોનું જુદા જુદા દેવો દ્વારા રક્ષણ બતાવાયું છે તે નાટ્યગૃહમાંનાં રંગપૂજન, જે કાંઈ ક્રિયાઓ, પૂજા પ્રકાર–એનું ચોક્કસ વર્ણન કરવાનું મુનિઓ ભરત પાસે માગી, એમાં પણ નાટ્યનો આરંભ નાટ્યમંડપથી થતો હોઈ એનું શું લક્ષણ છે એ જાણવા ચાહે છે. એના જવાબમાં ભરત નાટ્યગૃહનું લક્ષણ કહી બતાવે છે કે (૧–૪)

પ્રેક્ષાગૃહને ઉદ્દેશીને વિશ્વકર્માએ ત્રણ પ્રકારના મંડપની રચના કરી: ૧ વિકૃષ્ટ,** ૨ ચતુરસ્ર, અને ૩ ત્ર્યસ્ર; એટલે કે લંબચોરસ, ચોરસ, અને ત્રિકોણાકાર. આ ત્રણેય પ્રકારના મંડપનો મોટો, વચલા માપનો અને નાનો, એવા ત્રણ ત્રણ ભેદ છે. એનાં માપ હસ્ત તેમજ દંડ બે પ્રકારનાં છે: એ ૧૦૮, ૬૪, અને ૩૨ હસ્ત કે દંડની ઊંચાઈનાં હોવાં જોઈએ.× આમાં દેવોને માટે મોટું, રાજાઓને માટે વચલા માપનું, અને માનવોને માટે નાના માપનું હોય છે.+ (૭–૧૫½)

માપને માટે વપરાતા એકમોનું કોષ્ટક અહીં આપવામાં આવ્યું છે:

** 'વિકૃષ્ટ' નો અર્થ શ્રી. મનમોહન ઘોષ લંબગોળ (Oblong) કરતા જણાય છે; શ્રી. પી. કે. આચાર્ય 'વક્ર' એવો કહે છે; પ્રો. ડૉ. રં. માંકડ, ડૉ. રાઘવન, ડૉ. રાવ વગેરે લંબચોરસ જ કરે છે.

× અહીં હાથ અને દંડ બંને 'નાટ્યશાસ્ત્ર' માં જણાવ્યા છે. દંડ એટલે ૪ હાથ. અને પરિણામે ૧૮ પ્રકારનો નાટ્યમંડપ થઈ શકે. (શ્રી. ઘોષ: ના. શા. (અં. અનુવાદ), પૃ. ૧૯; આ. અભિનવગુપ્ત પણ ૧૮ પ્રકાર માને છે; પણ ડૉ. સુબ્બારાવ 'हस्तदण्ड' નો 'હસ્ત' માપનો દંડો' એવો અર્થ કરી ૯ પ્રકાર જ સ્વીકારે છે.

+ એક મત એવો છે કે વિકૃષ્ટ એ મોટું ને દેવો માટે, ચતુરસ્ર એ વચલું અને રાજાઓ માટે, અને ત્ર્યસ્ર એ નાનું અને સામાન્ય આમ જનના માટે છે (ના. શા. ૨–૧૪, ૧૫).

૮ અણુ=૧ રજ

૮ રજ=૧ બાલ

૮ બાલ=૧ લિક્ષા

૮ લિક્ષા=૧ યૂકા

૮ યૂકા=૧ યવ

૮ યવ=૧ અંગુલ

૨૪ અંગુલ=૧ હસ્ત

૪ હસ્ત=૧ દંડ (૧૬–૧૯)

માનવોને માટે કરવાનો મંડપ ૬૪ હસ્ત લાંબો (ઊંડો) અને ૩૨ હસ્ત પહોળો કરવો. આનાથી મોટો કરવો નહિ, કેમકે મોટો થવાથી શબ્દો સાંભળવા મુશ્કેલ થઈ પડે, પાત્રોના અભિનય અને ભાવ બરાબર જોઈ ન શકાય, તેથી વચલા માપનો નાટ્યમંડપ કરવો. જમીનતળ પણ સપાટ, સ્થિર, કઠણ, અને કાળું યા સફેદ જોઈ ત્યાં નાટ્યમંડપ કરવો. જમીનમાં હાડકાં વગેરે તેમજ ઘાસ કે રોપાં હોય તો એને દૂર કરી જમીન શુદ્ધ કરવી. આ સારા મુહૂર્તમાં કરી પૂર્ણ થયે બ્રાહ્મણોને ભોજન આપવું અને શાંતિ કરાવવી. (૨૦–૩૯)

૬૪ હસ્ત લીધેલી જમીનના બે ભાગ કરવા, એ બે ભાગોમાંનો જે પાછલો ભાગ હોય તેના ફરી બે ભાગ કરવા, અને એના *એક ભાગનું 'રંગશીર્ષ' બનાવવું ને જે પાછલો ભાગ રહે તેનું 'નેપથ્યગૃહ' કરવું. એ પછી ત્યાંનાં અનિષ્ટોને દૂર કરી મંડપનું ખાતમુહૂર્ત કરવું.

આ પતાવી પછી ભીંત કરવી અને પછી બ્રાહ્મણ–ક્ષત્રિય–વૈશ્ય–શૂદ્રસંજ્ઞક

* અહીં મૂળમાં तस्याप्यर्धविभागे तु रङ्गशीर्षं प्रकल्पयेत्। એવો પાઠ છે. એને સ્થાને समप्रर्धविभागेन અને तस्यार्धेन विभागेन એવાં પાઠાંતર છે. व વાચનાવાળી કાશીની વાચનાના तस्यार्धेन विभागेन પ્રમાણે આ અર્થ કર્યો છે. આ વિશે યથાસ્થાન નીચે સ્પષ્ટતા આવશે.

ચાર થાંભલા રોપવા. આ પ્રમાણે ધાર્મિક વિધિઓ કરતા જઇ સ્તંભદ્વાર ભીંત અને નેપથ્યગૃહની રચના કરવી. (૪૦–૬૯)

જેવડું રંગપીઠ રચવામાં આવે તેટલા જ માપની ચાર-થાંભલાવાળી મત્તવારણી રંગપીઠના બે પડખામાં કરવી. આ મત્તવારણી રંગપીઠની સમાન ઊંચાઇએ અઢી હસ્ત ઊંચાઈની કરવી. આ મત્તવારણી અને રંગપીઠની ઊભણી જેવડો રંગમંડપ કરવો. (૭૦–૭૧)

એ પ્રમાણે વિધિ પ્રમાણે મત્તવારણી કરવી, પછી રંગપીઠ કરવું. જે રંગશીર્ષ કરવામાં આવે તે षड्दारुक=છ લાકડાનું કરવું; ને નેપથ્યગૃહને બે બારણાં કરવાં. પૂરણના કામમાં કાળી માટી વાપરવી. (૭૪–૭૬)

એટલું ધ્યાનમાં રાખવું કે રંગપીઠ× ન તો કાચબાની પીઠ જેવું કરવું કે ન તો માછલીની પીઠ જેવું; શુદ્ધ અરીસાના જેવું એ સપાટ કરવું. (૭૮)

આમ રંગશીર્ષ તૈયાર કરીને પછી કારીગરીવાળું લક્કડકામ જડવું. (૮૧)

આ બધી રચનામાં એક વસ્તુ ધ્યાનમાં રાખવી કે બારણાંઓની સામે થાંભલા વગેરે ન આવે એ રીતે વેધ છોડી કરવાં (૮૬)

પર્વતમાં કોતરેલી ગુફાઓના જેવો નાટ્યમંડપ બે માળનો કરવો; એમાં નાની નાની બારીઓ રાખવી. એમાં ક્યાંયથી પવન ધૂસી ન જાય એવી તકેદારી રાખવી અને અવાજ બરોબર સંભળાય એવી રીતે રચના કરવી * તો જ કુતપ–વાદ્યોનો ગંભીર ધ્વનિ સચવાઈ રહે. આમાં દીવાલો ઉપર ચિત્રકર્મ પણ કરવું. (૮૭–૯૧)

---

× शुद्धादर्शतलाकार रङ्गशीर्षं प्रयत्नतः ॥ ७८ ॥ આના પાઠની સામે કાશીની વાચનામાં रङ्गपीठ પાઠ છે તે અહીં સ્વીકાર્યો છે.

* અજિંટા, એલોરા, નાશિક વગેરેની પાર્વતીય ગુફાઓના આવા મંડપ નાટ્યગૃહનો કાંઇક ખ્યાલ આપી શકે. અજિંટા ને એલોરામાં બબ્બે માળની ગુફાઓ જોવાથી કેટલુંક સામ્ય લાગે; બેશક, એમાં રંગભૂમિની રચના ફક્ત નથી હોતી.

. 'વિકૃષ્ટ' પ્રકારના નાટ્યમંડપની આ રચના થઈ. ચોરસ રંગમંડપમાં લંબાઈ અને પહોળાઈનું ૩૨ હસ્તનું માપ લેવું. (૯૨–૯૩)

નાટ્યમંડપમાં બધેબેસતી ઈંટોની દીવાલ અને રંગપીઠ ઉપર યથાસ્થાને ૧૦ સ્તંભ ઊભા કરવા× કે જેના ઉપર મંડપ બરોબર ટેકવાઈ રહે. થાંભલાઓની બહારની બાજુએ ઈંટો અને લાકડાની સીડીના આકારની બેસણીઓ કરવી કે જેના ઉપર પ્રેક્ષકો બેસી શકે. એકેકની પાછળ એકેક હાથ ઊંચી થતી જાય એમ આ બેઠકોની રચના કરવી જોઇયે કે જેથી રંગપીઠ બરોબર જોઈ શકાય. નાટ્યગૃહની અંદર વધુ ૭ મજબૂત થાંભલા યથાયોગ્ય સ્થાને છાપરાને ટેકવવા મૂકવા ને એની બહાર બીજા આઠ થાંભલા મૂકવા અને ત્યાં આઠ હસ્તનું પીઠ કરવું. થાંભલા છાપરાની સાથે મજબૂત રીતે જોડવા ને ત્યાં મથાળે શાલભંજિકા-(પૂતળી)ઓ બેસાડવી. (૯૪–૧૦૧)

જે નેપથ્યગૃહ કરવામાં આવે તેમાં રંગપીઠમાં જવાય તેવું એક પ્રવેશદ્વાર કરવું, જ્યાંથી પાત્રો રંગપીઠ તરફ મોં રાખી પ્રવેશી શકે. બીજું એક બાર રંગની સામે આવી રહે એ પ્રમાણે કરવું. (૧૦૨–૧૦૩)

રંગપીઠ આઠ હસ્તના માપનું કરવું; એ ચોરસ, સમથળ, અને વેદિકાઓ(હાંસો)થી સુશોભિત કરવું જોઇયે. વેદિકા(હાંસ)ની બાજુમાં પૂર્વે કહ્યા મુજબની ચાર-થાંભલાવાળી મત્તવારણી કરવી અને ઊંચું અને સમથળ રંગપીઠ* કરવું. વિકૃષ્ટ પ્રકારમાં રંગપીઠ ઊપડતું કરવું, જ્યારે ચતુરસ્ર-પ્રકારમાં સમથળ કરવાનું છે. (૧૦૪–૧૦૬½)

ત્ર્યસ્ર પ્રકારનું નાટ્યગૃહ ત્રિકોણાકાર કરવું. મધ્ય ભાગમાં રંગપીઠ પણ ત્રિકોણાકાર કરવું. ગૃહનું બાર પણ એ જ ખૂણે કરવું; બીજું બાર રંગપીઠની પાછળી બાજુએ કરવું. ચતુરસ્ર પ્રકારના નાટ્યગૃહમાં

× 'વિકૃષ્ટ'ને પ્રસંગે આ નથી કહ્યું.

* કાશીની વાચનામાં 'रङ्गशीर्ष' નથી પણ આ रङ्गपीठ છે.

ભીંત થાંભલા વગેરેનો જે વિધિ કહ્યો છે તે આ ત્રિકોણાકાર નાટ્યગૃહમાં પણ કરવો. (૧૦૭–૧૧૦)

**નોંધ**—નાટ્યશાસ્ત્રના આ બીજા અધ્યાયમાં નાટયગૃહના વિકૃષ્ટ ચતુરસ્ર અને ત્ર્યસ્ર એટલે કે લંબચોરસ, સમચોરસ, અને ત્રિકોણાકાર, એમ ત્રણ પ્રકાર કહ્યા છે. ત્રણે પ્રકારનાં ત્રણ પ્રકારનાં માપ લંબાઇની દૃષ્ટિએ–એટલે કે ઊંડાઇની દૃષ્ટિએ ૧૦૮ *હસ્ત, ૬૪ હસ્ત અને ૩૨ હસ્તનાં સૂચવાયેલાં છે. અહીં 'દંડ' નો પણ નિર્દેશ છે; પણ પ્રો. ડોલરરાય માંકડે યોગ્ય જ ધ્યાન દોર્યું છે કે આ માપ બધાં હસ્તમાં જ અનુકૂળ છે. દંડમાં માપ લેવામાં આવે તો નાટ્યમંડપ ખૂબ વિશાળ થઈ પડે અને પાત્રોનો અવાજ સાંભળવામાં તેમજ એઓના મુખના ભાવ જોવામાં મુશ્કેલી નડે.

દંડની પણ ગણતરી લેતાં ૧૮ ભેદનો નાટયમંડપ થાય છે. આ. અભિનવગુપ્ત ધ્યાન દોરે છે કે—

न त्विमन्तो भेदा उपयोगिनः। एवं चाष्टादश भेदास्तावच्छास्त्रे दृष्टाः। ते चान्य( द )वे यद्यप्यनुपयोगिनः तथापि च सम्प्रदायाविच्छेदार्थं निर्दिष्टाः। केषाचित्क्वाचिदुपयोगो भविष्यतीति ॥ (પૃ. ૫૦–૫૧ )×

---

* प्रमाणमेषां निर्दिष्टं हस्तदण्डसमाश्रयम् ॥ ९ ॥ ( આનું માપ હાથ અને દંડમાં થાય છે. ) આમાં हस्त અને दण्ड બેઉનો નિર્દેશ છે. પણ પછી તો चतुष्षष्टिकरान् कुर्यात् ( २० )–' ૬૪ હાથ કરવું ' વગેરે સર્વત્ર 'હસ્ત'–માપની જ વાત કરી છે. ડૉ. સુબ્બારાવ અહીં दण्ड નો અર્થ 'એક હસ્તના માપનો દાંડો' આવો સૂચવે છે. ( જર્નલ ઑફ ધી ઓરિએન્ટલ ઇન્સ્ટિટ્યૂટ–વડોદરા, ગ્રંથ ૨, અંક ૨, પૃ. ૧૯૨ : એમનો "ક્રિટિકલ સર્વે ઑફ ધી એન્શ્યન્ટ ઇન્ડિયન થિયેટર .." લેખ ).

અને તેથી ડૉ. રાવ ૧૮ ભેદ સ્વીકારવાની ના પાડે છે.

× આટલા બધા ભેદ ઉપયોગી નથી. આમ શાસ્ત્રમાં અઢાર ભેદ જોવામાં આવ્યા છે. એ જો કે અત્યારે ઉપયોગી નથી, છતા સંપ્રદાય

અને જાણે કે એ ભવિષ્યવાણી સાચી પડી હોય તેમ આજે માનવો માટે ૩૨ હસ્ત=૪૮ ફૂટ લાંબા અને પહોળા નાટ્યમંડપથી પૂરું પડતું નથી અને મોટાં માપ લેવાં પડે છે.

નાટ્યમંડપના કહેલા પ્રકારોમાં—

> देवानां तु भवेज्ज्येष्ठं नृपाणां मध्यमं भवेत्।
> शेषाणां प्रकृतीनां तु कनीयः संविधीयते ॥ ११ ॥×

આમ જ્યેષ્ઠ દેવો માટે, મધ્યમ રાજાઓને માટે, અને નાનું આમજનતા માટે, આવી સમજ આપવામાં આવી છે. આ. અભિનવગુપ્ત આની સ્પષ્ટતા કરતાં જણાવે છે—

यत्र देवासुरप्राया एव नायकास्तत्र डिमादावारभटीप्रधाने विततरङ्गपीठोपयोगात् भाण्डवाद्यप्रधानत्वाच्च परिक्रमणादेरुच्चतरदीर्घतरदीर्घतालचारिमहादियोगाच्च भवकमवस्यासंभवादष्टोत्तरशतहस्तो मण्डप इत्यर्थः । यत्तु व्याचष्टे प्रेक्षका अत्र देवादयो विवक्षिता न तु प्रयोज्या, तेषां नियतसंख्याकत्वादिति, तस्यास्मदभिप्रायो न स्मृतिपथमागतः यद्यपि दशरूपकादौ । स चानन्तरमेव दर्शयिष्यते । ( पृ. ५१ )**

---

વિચ્છિન્ન ન થાય એ માટે બનાવવામાં આવ્યા છે—એમ કે કોઈ લોકોને ક્યારેક એનો ઉપયોગ થશે એમ માનીને.

× દેવોને માટે જ્યેષ્ઠ પ્રકારનું, રાજાઓને માટે મધ્યમ પ્રકારનું, અને બાકીની પ્રજાને માટે નાની જાતનું રંગભવન કરવું.

** જ્યાં દેવો અસુરો એવા જ મુખ્યત્વે નાયકો હોય છે ત્યાં 'ડિમ' વગેરે આરભટી વૃત્તિ જેમાં મુખ્ય છે તેવા નાટ્યપ્રકારમાં વિસ્તૃત રંગપીઠનો ઉપયોગ હોઇને, એમાં ભાંડ વાદ્યની પ્રધાનતા હોઇને અને ભમવા વગેરેમાં વધુ ઊંચા, વધુ લાંબા, વિશાળ તાલ વગેરે કરવાનાં હોઇ, તેમજ નાનામાં નાના ભાવોની અભિવ્યક્તિ અસંભવિત બનતી હોઈ ૧૦૮ હસ્તનો મંડપ કરવો. જે કોઇએ એવું બતાવ્યું છે કે 'અહીં દેવો વગેરે તો

આ. અભિનવગુપ્ત આ પ્રમાણે × × ज्येष्ठप्रमाणं डिमप्राये ( पृ ५२ ), मध्यमप्रमाणं नृपतिप्रयोज्ये नाटकादौ ( पृ. ५२ ) ऽशेषस्तु प्रकृतयो भाणप्रहसनादौ ( પૃ. ૫૨ ), આમ દસ પ્રકારનાં રૂપકોમાં ભજવનારાઓના સંખ્યાબળ પ્રમાણે ત્રણ પ્રકારના નાટ્યમંડપ અભિપ્રેત હોવાનું કહે છે. પ્રેક્ષકોને ઉદ્દેશીને આ પ્રકાર છે એમ જે એકમત છે તેનો પણ ઉપર વસ્તુ થી આ. અભિનવગુપ્ત નિર્દેશ કરી–એમના સમયમાં પ્રચલિત બેઉ મત આ પ્રમાણે બતાવે છે. મધ્યમ પ્રકાર તરફ એમણે આદર એ માટે બતાવ્યો છે કે ज्येष्टमाने नाटकादिप्रयोगसौकर्याभावान्मध्यम एव युक्तः ( પૃ. ૫૩ )* નાટકાદિનો પ્રયોગ કરવામાં સગવડ થાય

આ બીજા અધ્યાયમાં—નાટ્યમંડપની રચના સ્પષ્ટ કરવામાં આવી છે. નાટ્યમંડપનાં અંગોમાં રંગપીઠ ઉપર રંગશીર્ષ, મત્તવારણી અને નેપથ્યગૃહ આ ચારેની રચના કેટલા માપની અને ક્યાં કરવાની છે એ નાટ્યશાસ્ત્રકારે જણાવ્યું છે. આનાં સ્થાનોના વિષયમાં નાટ્યશાસ્ત્રમાં થોડીક અસ્પષ્ટતા છે, અને તેથી કરીને કેટલીક મતભેદ ખડો થવા પામ્યો છે.

× चतु षष्टि कराकृत्वा द्विधाभूतान्पुनस्तत. ।
पृष्टतो यो भवेद्भागो द्विधाभूतस्य तस्य तु ॥ ४० ॥

---

પ્રેક્ષકો કહ્યા છે અને નહિ કે અભિનેતવ્ય, કારણ એમની સંખ્યા ચોક્કસ પ્રકારની હોય છે,' તેના કાન ઉપર અમારો અભિપ્રાય પડ્યો નથી લાગતો, જો કે દશરૂપક વગેરેમાં આ છે છતાં; હવે આ પછી એ અમે બતાવીશું.

× × જ્યેષ્ઠ માપ ડિમ જેવામાં, મધ્યમ માપ રાજાએ પ્રયોજવાનાં નાટકો વગેરેમાં, બાકીનાં પ્રજાજનો ભાણ પ્રહસન વગેરેમાં.

* જ્યેષ્ટ માપમાં નાટક વગેરેનો પ્રયોગ કરવાની સુવિધા નથી તેથી 'મધ્યમ' જ બરોબર છે.

× જુઓ અમસ્વોકી અનુવાદમાં યથાસ્થાને આ કારિકાઓ.

+ तस्याप्यर्धविभागे तु रङ्गशीर्षं प्रकल्पयेत् ।
पश्चिमेऽथ विभागे च नेपथ्यगृहमादिशेत् ॥ ४१ ॥

આના ઉપર આ. અભિનવગુપ્ત લખે છે કે—

चतुष्षष्टिहस्तदैर्घ्याद्विस्ताराच्च द्वात्रिंशत्करे क्षेत्रे गृहीत्वा मध्ये सूत्रविस्तारेण दद्यात् । तत्र यत्पश्चात् पृष्ठतो भविष्यति तदेव पृष्ठम् । तस्य मध्ये विस्तारेण सूत्रं दद्यात् । ततः षोडशहस्तौ द्वौ भागौ भवतः । पृष्ठगतं भागमर्धेन विभज्याष्टहस्तं रङ्गशिरः प्रविशतां पात्राणां चान्तःस्थानं, नाट्यमण्डपस्य मुखानुसारदत्तस्थितस्य रङ्गपीठमुख्यं तदष्टहस्तं शिरः । तत्पृष्ठे तु दैर्घ्याद्धि षोडशहस्तं नेपथ्यगृहं भवति, विस्तारात्तु द्वात्रिंशत्करमेव । ××× तत्र रङ्गपीठं विस्तारतः षोडश दैर्घ्यतस्त्वष्टहस्ता इति केचित् । अन्ये त्वेतदेव विपर्यासयन्ति ।* (પૃ. ૫૭–૫૮)

નાટ્યશાસ્ત્રકારનું વિધાન એ છે કે—

(૧) ૬૪ હસ્તપ્રમાણની જમીનના બે ભાગ કરવા.

(૨) બે ભાગોમાંના પાછલા ભાગના ફરી બે ભાગ કરવા, એટલે ૩૨ હસ્તપ્રમાણની એ પાછલા ભાગની જમીનના બે ભાગ કરવા, ૧૬+૧૬ ના.

(૩) આમાંના પ્રથમની ૧૬ હસ્તપ્રમાણની જમીનના બે ભાગ કરી પાછળના ભાગમાં ઉપાડ લેતું ૮ હાથનું રંગશીર્ષ કરવું; જ્યાં પ્રવેશ કરનારાં પાત્રોનું 'અંતઃસ્થાન થાય'.

(૪) જે પાછળની ૧૬ હસ્તપ્રમાણની જમીન રહી તેનું નેપથ્યગૃહ બન્યું.

આ રચના પ્રમાણે ૩૨ હસ્તપ્રમાણમાંથી પાછળની ૨૪ હસ્તપ્રમાણની

---

+ समसर्धविभागे। કાશીની વાચનાનો પાઠ છે—એ પ્રાચીન પણ છે.

* આ ખંડનો અનુવાદ નીચે આપવામાં આવ્યો જ છે.

જમીનની વ્યવસ્થા થઇ અને તદ્દન આગલી ૮ હસ્તપ્રમાણુની જમીન ઉપરની કારિકાઓમાં કહ્યા વિનાની રહી.

આ. અભિનવગુપ્તનો આશય પણ સ્પષ્ટ છે: " ૬૪ હસ્તની દીર્ઘતા-(ઊંડાઈ)માંથી ૩૨ હસ્તપ્રમાણુની જમીન લઇ વચ્ચે દોરી મારવી. પ્રયોગ કરનારો જ્યાં પીઠ રાખે તે પાછલો ભાગ. એ પાછલા ભાગમાં પાછી દોરી મારવી-એટલે ૩૨ હસ્તના ૧૬-૧૬ એવા બે ભાગ થશે. પાછલા ભાગના બે અર્ધ કરી આઠ હસ્તનું રંગશીર્ષ—તે લાંબા પથરાઇને પડેલા નાટ્યમંડપનું જે રંગપીઠ લાંબો સૂતો માણસ ઊભો થતા જાય ને છાતી-નો જે ઉપાડ થાય તેવું—એના મુખ્ય ભાગરૂપ બની રહેલું—પાત્રોના પ્રવેશ માટેનું અંદરનું સ્થાન તે રંગશીર્ષ. બરોબર આ રંગશીર્ષની પાછળ ૧૬ હસ્તપ્રમાણુનુ નેપથ્યગૃહ-એની પહોળાઈ ચોખ્ખી ૩૨ હસ્તપ્રમાણુની થાય."

આ. અભિનવગુપ્ત પરમત નોંધતાં કહે છે કે "રંગપીઠ પહોળાઇમાં ૧૬ હસ્ત અને ઊંડાઇમાં ૮ હસ્તનું, બીજે મતે પહોળાઇમાં ૮ હસ્ત ને ઊંડાઇમાં ૧૬ હસ્તનું છે."

પણ મૂળ અને ટીકા બેઉ રંગપીઠની પહોળાઈ પૂરા ૩૨ હસ્તની કહે છે. વસ્તુસ્થિતિએ ૩૨ હસ્તની ઊંડાઈ અને ૩૨ હસ્તની પહોળાઇ-નું એ આખું **રંગપીઠ** સમઝાય છે.

આગળ જતાં વધુ પેટાભાગનો નિર્દેશ કરતાં નાટ્યશાસ્ત્રકાર કહે છે:

रङ्गपीठस्य पार्श्वे तु कर्तव्या मत्तवारणी ।
चतु स्तम्भसमायुक्ता रङ्गपीठप्रमाणतः ॥ ७० ॥

अध्यर्धहस्तोत्सेधेन कर्तव्या मत्तवारणी ।
उत्सेधेन तयोस्तुल्यं कर्तव्यं रङ्गमण्डपम् ॥ ७१ ॥

× × × ×

रङ्गपीठं तत कार्यं विधिदृष्टेन कर्मणा ॥ ७४ ॥

रङ्गशीर्षं तु कर्त्तव्यं षड्दारुकसमन्वितम्।
कार्यं द्वारद्वयं चात्र नेपथ्यगृहकस्य तु ॥ ७५ ॥*

આના ઉપર આ અભિનવગુપ્ત કહે છે કે—

पार्श्व इति विशेषानुपादानात् तयोस्तुल्यामति च द्विवचनाच्छिाद्राविनोर्द्वयो पार्श्वयोरिति लभ्यते। स्तम्भाश्चत्वारो बहिर्मण्डपाक्षिप्कासनं कृत्वा ध्रियन्ते, मण्डपक्षेत्राद् बहिस्तेन भित्ति(? यु)च्छेदा(? या)वधी स्तम्भद्वयं, ततोऽपि बहिर्भित्तेरष्टहस्तान्तरं स्तम्भापेक्षयाप्यष्टहस्तान्तरं स्तम्भद्वयमित्येवमित्यष्ट विस्तारा समचतुरश्रा मत्तवारणी भवति। आयामस्तु प्रमाणमिति ये वदन्ति तेषामृते (? तेषां मते) दैर्घ्यादष्टहस्तं विस्ताराच्चोऽष्टहस्तमित्येव विकृष्टता रङ्गपीठस्य भवति। अ येषां हस्तमानोऽत्र यथा रङ्गपीठापेक्षया च सार्धहस्त परिमाण उच्छ्राय कार्यो मत्तवारण्या × × × × तस्या एव चावानुत्सेध स्तावान् रङ्गपीठस्य, तेन भ्रनभूमागापेक्षया सार्धहस्तप्रमाणोन्नत रङ्गपीठमित्युक्तं भवति। तेन मत्तवारण्यालोकेनात्यर्थं रङ्गपीठस्य दुष्प्रेक्षता। एतच्चोत्सेधेने त्येकवचनेन सूचितम्। अन्यथोत्सेधाभ्यामित्युच्येत। × × × रङ्गपीठ कर्तव्ये रङ्गशिरस्तावदाह रङ्गशीर्षमिति। नेपथ्यगृहभित्तिलग्नौ स्तम्भावष्टहस्तान्तरावन्योन्य निवेश्य तयोर्यन्मुखादेरपेक्षया चतुर्हस्तान्तर स्तम्भद्वयं तेषाम धस्तनं काष्ठतुपरितन चेति षड् दारुणि, यत्र षड्दारुण तत् षड्दारुकम् × × × अत्र नेपथ्यगृहस्य द्वारद्वय कार्यम्, एक दक्षिणत अपरमुत्तरत। तच्च द्वारद्वयमापादित कूर्पराभिनतया भवति। तत्पात्राणां विश्रान्त्यै आगच्छता च गुप्त्यै रङ्गस्य शोभायै रङ्गशिर कार्यम्।× (પૃ ६१–६३)

આમા નાટ્યશાસ્ત્રમાંનુ કિ ~ છે કે

(૧) રંગપીઠના પડખામાં દોઢ હસ્ત ઊંચાઇની ચાર-સ્તંભવાળી મત્તવારણી રંગપીઠનું જેટલું માપ હોય તેટલા માપની કરવી.

(૨) આમ રંગમંડપ દોઢ હસ્તની ઊંચાઇનો કરવો.

(૩) સૂચવાયા પ્રમાણનું રંગપીઠ કરવું.

(૪) રંગશીર્ષ લાકડાના છ પાટડાનું કરવું.

(૫) નેપથ્યગૃહને બે બારણાં કરવાં.

એની સમજૂતી આપતાં આ. અભિનવગુપ્ત જણાવે છે કે—

"રંગપીઠના પડખામાં મત્તવારણી કરવી. એ મત્તવારણીના ચાર સ્તંભ રંગમંડપની બહારની બાજુએ નીકળતા હોય તેમ, વળી મંડપની હદથી બહાર નીકળતા ભીંતના ઘોરાની ધાર સુધીના બે સ્તંભ, એનાથી પણ આગળ બહારની ભીંતથી આઠ હસ્તના અંતરે-એક બીજા સ્તંભથી આઠ હસ્તને અંતરે આવે એમ બે સ્તંભ, આવી રીતે આઠ સ્તંભના વિસ્તારવાળી સમચોરસ માપની મત્તવારણી થાય છે.

"'पार्श्वे' કહ્યું છે એટલે સામેના પડખા ઉપરાંત બંને બાજુએ કરવાનાં બે પડખાં પણ સમજવાનાં.

"જે વિદ્વાનો 'આયામ' ને પ્રમાણ માને છે તેઓને મતે દીર્ઘતા-(ઊંડાઈ)માં આઠ હસ્ત અને પહોળાઈમાં સોળ હસ્ત; એ પ્રમાણે રંગપીઠનું વિકૃષ્ટપણું થાય છે. વળી બીજાઓ હસ્તમાન એમ આપે છે કે રંગપીઠ કરતાં પણ મત્તવારણી દોઢ હસ્ત ઊંચી હોવી જોઈએ. × × × મત્તવારણી દોઢ હસ્ત ઊંચી ને રંગપીઠ પણ દોઢ હસ્ત ઊંચું. તળની જમીન કરતાં દોઢ હસ્ત ઊંચું રંગપીઠ એમ તો કહેવાયું છે. (એનાથી મત્તવારણી દોઢ હસ્ત ઊંચી કરવાથી) મત્તવારણી જોવામાં આવે અને તેથી રંગપીઠ જોવાની જ ભારે મુશ્કેલી થઈ પડે.

"એટલે જ એવા પ્રકારનો મત નકામો છે.

"રંગશીર્ષની રચના—નેપથ્યગૃહની ભીંતને લગોલગ થાય તે પ્રમાણે આઠ આઠ હસ્તને ગાળે રાખીએ સ્તંભ મૂકી—આ બે સ્તંભનો મહોરો બનાવવા (પેલા બેઉ સ્તભથી) ચાર હસ્તને અંતરે (આઠ હસ્તનો ગાળો વચ્ચે રહે એમ) બે સ્તભ મૂકવામાં આવે. આ ચારે સ્તંભોની ઉપરનું એક ને નીચેનું એક એમ છ લાકડાં (પાટડા) થાય. (આ षड्दारुक.)

"નેપથ્યગૃહને બે બારણાં—એક દક્ષિણ બાજુ ને બીજું ઉત્તર બાજુ—એમ મૂકવાં. એ બેઉ બારણાં કોણી કે ઘૂંટણની જેમ વળેલા ઘાટનાં થાય છે. પાત્રોને વિસામો લેવા અને આવનારાં પાત્રો ઢંકાઈ રહે એ માટે તથા રંગની શોભા માટે રંગશીર્ષ છે."

षड्दारुक વિશે આ. અભિનવગુપ્ત મતભેદ નોંધે છે.

નાટ્યશાસ્ત્રની રચનાના સમયથી લઈ આ. અભિનવગુપ્ત સુધીના સમય સુધીમાં નાટ્યમંડપના વિષયમાં જુદા જુદા મત પ્રવર્તિત થઇ ચૂક્યા હતા. આ. અભિનવગુપ્ત એવા મતભેદ નોંધે જ છે. એ ઉપરથી એક વસ્તુ અતિસ્પષ્ટ છે કે આ. અભિનવગુપ્તના સમયમાં નાટ્યશાસ્ત્રના આદેશ મુજબનો નાટ્યમંડપ ક્યાંય પણ અસ્તિત્વમાં નહોતો તેમજ એના પ્રમાણાદિક સ્વરૂપનો ખ્યાલ પણ રહ્યો નહોતો. પરિણામ એ કે નાટ્યશાસ્ત્રની ભ્રષ્ટ વાચનાઓમાંથી જ આપણે નાટ્યમંડપનું સ્વરૂપ તારવી લેવું જોઇએ.

આજે ભારતીય સંશોધકો પ્રો. ડોલરરાય માંકડ, ડૉ. મનમોહન ઘોષ, ડૉ. રાઘવન, ડૉ. રમણલાલ યાજ્ઞિક, ડૉ. સુબ્બારાવ જેવા આ વિષયના નિષ્ણાતો આ વિષયમાં પ્રકાશ પાડવા મથી રહ્યા છે, છતાં હજી એકવાક્યતા સાધી શકાઈ નથી.

આ ચર્ચામાં પ્રવેશ કરતાં આપણે થોડી પરિભાષા જાણી લઈયે :

(૧) नाट्यवेश्म, नाट्यगृह, नाट्यमण्डप, प्रेक्षागृह=નાટકશાળા

(૨) रङ्गपीठ=નાટ્યમંચની સપાટી (stage)

(૩) रङ्गशीर्ष, रङ्गशिरस्=નાટ્યમંચની છત

(૪) नेपथ्यगृह=વેશભૂષાદિ પહેરવાનું સ્થાન

(૫) मत्तवारणी=મદોન્મત્ત હાથીઓની પંક્તિ

(૬) षड्दारुक=રંગશીર્ષની માંડણીના ૬ પાટડાનું ચોકઠું

(૭) दीर्घता=ઊંડાઈ

(૮) विस्तार=પહોળાઈ

(૯) उच्छ्राय, उत्सेध=ઊંચાઈ

'વિકૃષ્ટ' એટલે લંબચોરસ પ્રકારના નાટ્યગૃહની રચનામાં ૬૪ હસ્તની દીર્ઘતા=ઊંડાઈ અને ૩૨ હસ્તનો વિસ્તાર=પહોળાઈ કહેવામાં આવેલાં છે. ૬૪ હસ્તની ઊંડાઈમાંથી મોખરાના ૩૨ હસ્તની જમીન પ્રેક્ષકોને બેસવાને માટેની પગથિયા—આકારની બેઠકો છે. ૩૨ હસ્તની આ બેઠકો જ્યાં પૂરી થાય ત્યાંથી–એ ભાગ તળિયાનો થયો ત્યાંથી દોઢ હસ્તની ઊંચાઈનું ૩૨×૩૨ હસ્તનું રંગપીઠ સૂચિત થાય છે. આ રંગપીઠના બરોબર અર્ધા પાછલા વિભાગમાં ૧૬×૩૨ હસ્તનું નેપથ્યગૃહ હોય છે. આગળનો ભાગ એ રંગપીઠનો ખુલ્લો ભાગ થાય. આ બેઉ ભાગ વચ્ચે દીવાલ કરવામાં આવી હોય છે અને આ દીવાનના ઉત્તર દક્ષિણ છેડે નેપથ્યગૃહમાંથી રંગપીઠ ઉપર આવવાને માટે એક એક બારણું રાખવામાં આવ્યું હોય છે. નાટ્યશાસ્ત્રમાં થયેલા સૂચન પ્રમાણેની આટલી આયોજના વિશે તો સામાન્ય રીતે કશો મતભેદ જોવામાં નથી આવતો; મતભેદ આગળના ૧૬×૩૨ ના રહેતા રંગપીઠ અને એના ભાગ કે ભાગોના વિષયમાં છે.

પ્રો. ડોલરરાય માંકડ કહે છે કે—

(૧) આ આગળના ૧૬×૩૨ હસ્તના ૮×૩૨ અને ૮×૩૨ હસ્ત-માપના જે બે ભાગ થાય તેમાંના પાછળના ૮×૩૨ હસ્તના ભાગનું રંગશીર્ષ બને છે.

(૨) તદ્દન મોખરાના બાકી રહેલા ૮×૩૨ 'હાથના ૩૨ હસ્તન-

વિસ્તાર=પહોળાઇમાંથી બંને બાજુ ૮–૮ હાથની મત્તવારણી આઠ સ્તંભની જુદી પડે–આમ બેઉ પડખે ૮×૮ હસ્ત અને ૮×૮ હસ્તની સમચોરસ ૨ મત્તવારણી થાય. વચ્ચેનો ૮×૧૬ હસ્તનો જે ભાગ બાકી રહ્યો તે રંગપીઠ કે જ્યાં પાત્રો નાટક ભજવે અને આ રંગશીર્ષનો ઉપયોગ પાત્રોને વિશ્રાંતિ માટે, આવતાં પાત્રો ઢંકાઈ રહે એ માટે કરવામાં આવે. આના ઉપર ૧ પખવાજી, ૨ પણવિક, ૧ ગાયક, ૧ વૈણિક, ૨ વંશકારિક અને ૩ ગાયકી બેસે.

(૩) રંગપીઠ અને રંગશીર્ષ વચ્ચે પડદો રહેતો.

(૪) રંગપીઠના બેઉ છેડા ઉપર આવેલી ૮×૮ હસ્તની મત્તવારણીને પાછળ અને પડખાંના છેડાના ભાગમાં દીવાલ કરી લેવામાં આવતી, જ્યાં પાછળની દીવાલની પછવાડે ભજવવાનું ન હોય ત્યારે પાત્રો ન દેખાય એમ બેસી શકતાં.

(૫) રંગશીર્ષનો વિસ્તાર ૧૬ હસ્તનો–બેઉ છેડે ૮–૮ હસ્તની દીવાલ. એની પાછળ બેઉ પડખે ૮×૮ હસ્તના ચોક મત્ત-વારણીઓની પાછળ પડે–જ્યાં પાત્રો છુપાઇને બેસી શકે.*

ડૉ. મનમોહન ઘોષે રંગપીઠ અને રંગશીર્ષને જુદાં માન્યાં નથી.+

---

* Thus the arrangement will be as under. Between RP and RS', from both the ends there will be a wall 8 hastas long and in between, there will be a curtain, which is the curtain referred to by Abhinava as being between RP and RS'. (પૃ. ૧૫–૧૬)

ઉપર મેં આ વિધાનમાંથી ફલિત થતો આશય આપ્યો છે.

+ જર્નલ ઑફધી ઇન્ડિયન હિસ્ટોરિકલ ક્વાર્ટર્લી–અં. ૯ (૧૯૩૩), અંક ૪, પૃ. ૫૯૧–૯૨

ડૉ. રાઘવન પાછળના ૧૬×૩૨ હસ્તના વિભાગમાંથી બરોબર વચ્ચેના ૮×૮ હસ્તના ચોકઠાને રંગશીર્ષ કહે છે.

અત્યાર સુધીની વિદ્વાનોની ચર્ચાને પ્રાયોગિક દૃષ્ટિએ જવાબ આપવાનો વડોદરાના એક પુરાતત્ત્વશાસ્ત્રી ડૉ. સુબ્બારાવે એક મહત્ત્વનો પ્રયત્ન કર્યો છે.×× ડૉ. મનમોહન ઘોષની જેમ એ પણ નાટ્યશાસ્ત્રના શબ્દોને વધુ સબળ રીતે વળગી રહેવાની હિમાયત કરે છે. અને આ ખોટું પણ નથી, કેમકે, ઉપર મારા તરફથી બતાવવામાં આવ્યું છે તેમ, આ. અભિનવગુપ્તના સમયમાં નાટ્યશાસ્ત્રપ્રોક્ત નાટ્યગૃહનું અસ્તિત્વ હોવાનું પુરવાર થઇ શકતું નથી, કારણ કે નહિ તો આ. અભિનવગુપ્તે નોંધેલા મતભેદોને અવકાશ જ ન હોય.

ડૉ. સુબ્બારાવ નીચે મુજબ પૃથક્કરણ આપે છે:

(૧) નાટ્યશાસ્ત્રે પ્રેક્ષકગૃહ, રઙ્ગશીર્ષ ( stage ) અને નેપથ્યગૃહ આ ત્રણ આવશ્યક વિભાગોનો જ વિચાર કર્યો છે.

(૨) મૂળ કારિકાઓમાંની કોઈ સૂચનાઓ વિના જ રંગપીઠથી રંગશીર્ષ જુદો એક પેટાવિભાગ છે અને રંગપીઠના અમુક ભાગ ઉપર મત્તવારણીઓ આવેલી છે એવા નિર્ણય ઉપર આવવાનું વિવેચકોને માટે વધુ પડ્યું છે.*

(૩) રંગ એ આખો મંચ ( stage ), એની સપાટી તે રંગપીઠ,

---

×× જર્નલ ઑફ ધી ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટ, ગ્રંથ ૨ (૧૯૫૨), અં. ૨, પૃ. ૧૯૦–૨૦૮–' એ ક્રિટિકલ સર્વે ઑફ ધી એન્શ્યન્ટ ઇન્ડિયન થિયેટર ઇન એકોર્ડન્સ વિથ ધ ભરત નાટ્યશાસ્ત્ર એન્ડ ઇટ્સ કોમેન્ટેટર્સ' નામનો લેખ

* ડૉ. સુબ્બારાવ is uncold for on the part of the commentat rs શબ્દો વાપરે છે.

એની છત તે રંગશીર્ષ. રંગપીઠને માટે નાટ્યશાસ્ત્રકાર કોઈ જુદું સ્થાન બતાવતો નથી.

(૪) રંગપીઠની દક્ષિણ અને ઉત્તર બાજુએ દીનાવો, અને પશ્ચિમ=(પાછળા) ભાગમાં નેપથ્યગૃહ, તેથી માત્ર પૂર્વ(=આગળ)નો ભાગ જ ખુલ્લો.

(૫) મત્તવારણી રંગપીઠની પાર્શ્વે એટલે કે (જે રંગપીઠ ૧૬×૩૨ હસ્તનું પડ્યું છે તેના પડખામાં) પ્રેક્ષકોની બરોબર સામે આવી રહે તે સ્થળે આવી રહેલી હોય છે.

(૬) મત્તવારણી એક જ છે, નહિ કે બે. उत्सेधेन तयोस्तुल्यं कर्तव्यं रङ्गमण्डपम् (૭૧)×માં तयोः છે તે रङ्गमण्डप અને मत्तवारणी એ બેઉને માટે છે, બે मत्तवारणीઓ માટે નથી. मत्तवारणी રંગપીઠ-(stage)નો જ એક ભાગ છે એમ સ્વીકારી વિવેચકો એની ચિંતામાં પડ્યા છે એ નિરર્થક છે.

(૭) રંગશીર્ષની નીચે ચાર પાટડાનું ચોકઠું અને એમાં ચાર ખૂણે છેડા આવે એમ એકને ક્રૉસ મારતો બીજો-એમ બે પાટડા-મળી ૭ પાટડાનું બનેલું षड्दारुक આવે-જેના ઉપર માટીની પૂરણી કરી સપાટી બનાવી હોય.

(૮) રંગશીર્ષ એ નીચલી સપાટી (stageની) છે.

(૯) 'દ્વિભૂમિ' નો આશય એ છે કે સપાટી(stage)ની નીચે અવતારો વગેરેના પ્રયોગ બનાવવા ભોંયરું હોય અને એની ઉપરની સપાટી તે માળ ગણાય ને એ રીતે બે માળ ગણાય. આ ભોંયરાનો વધારાના નેપથ્યગૃહ તરીકે ઉપયોગ થાય.

(૧૦) વિકૃષ્ટ પ્રકારના રંગપીઠમાં મોખરાના ૮ હસ્તની જમીન કરતાં પાછળના ૮ હસ્તની જમીન જરા ઊંચી કરવી.

× ઊંચાઈમાં એ બેઉને સમાન રંગમંડપ કરવો.

ડૉ. મુખ્ખારાવે પ્રાયોગિક આકૃતિઓ કરીને પોતાનું મંતવ્ય તદ્દન સ્પષ્ટ કરી આપ્યું છે.

આ પૂર્વે આ. અભિનવગુપ્તની ટીકા ઉતારી છે, તેની પહેલાં નાટ્યશાસ્ત્રની જે કારિકાઓ ઉતારી છે તે જ મુખ્યત્વે નાટ્યશાસ્ત્રકારનું રંગમંડપની માંડણી ક્યા પ્રકારની કરવી એ વિશેનું જે વિધાન છે તે બતાવે છે. માંડણીની રચના કરતી વેળાની આ સૂચનાઓ છે. 'रङ्गपीठं ततः कार्यं विधिदृष्टेन कर्मणा'* કહી તરત જ रङ्गशीर्षं तु कर्तव्यं षड्दारुकसमन्वितम्× કહેવામાં આવ્યું છે, ત્યાં 'तु' થી 'रंगशीर्ष' ની જે વિશિષ્ટતા 'षड्दारुक-समन्वित હોવાની તે વ્યક્ત થાય છે. આ षड्दारुक રંગપીઠની ઉપરની છતના રંગશીર્ષનું અંગ છે. ડૉ. મુખ્ખારાવનું એને રંગપીઠના તળની નીચેની લાકડાની માંડણી તરીકે ઉપર (૭-૮-૯ માં) નોંધવામાં આવેલું મંતવ્ય એ વસ્તુ વ્યક્ત કરે છે. સૈદ્ધાંતિક દૃષ્ટિએ રંગપીઠ અને રંગશીર્ષ જુદી વસ્તુ નથી. પ્રો. ડોલરરાય માંકડ આ. અભિનવગુપ્તને અનુસરી એ બેઉને એકની પાછળ બીજું એમ સૂચવે છે જે મૂળ કારિકાઓમાં ક્યાંય સ્પષ્ટ નથી. આ. અભિનવગુપ્ત रङ्गपीठे कर्तव्ये रङ्गशिरस्तावदाह रङ्गशीर्षमिति+ એમ શરૂ કરી "નેપથ્યગૃહની ભીંતમાં લાગેલા રહે એમ આઠ આઠ હસ્તને અંતરે રહે એવી રીતે બે સ્તભ મૂકી, એ બેઉ સ્તંભોના મુખ-(મથાળા) ને માટેના ચાર ચાર હસ્તને અંતરે રહેલા બે સ્તભ આવે તેનું નીચેનુ અને ઉપરનું એમ બે લાકડા—આ બધી षड्दारुक" એવો અર્થ સમઝાવે છે. આ પછી એણે બીજો આ અભિપ્રાય નોંધ્યો છે: બેઉ પડખાંનાં ઊંચેનાં અને નીચેનાં મળી ચાર લાકડા ને બે સ્તભ મળી છ; એ षड्दारुक. આનો અર્થ એ કે આ. અભિનવગુપ્તના સમયમાં षड्दारुकના વિષયમાં પ્રત્યક્ષ સ્થાનથી નિર્ણય લાવી શકવાની સ્થિતિ નહોતી.

---

* વિધિવિધાનપૂર્વક રંગપીઠની રચના કરવી.

× રંગશીર્ષ षड्दारुवाळुं છ પાટડાના ચોકઠાવાળું કરવું.

+ રંગપીઠ કરવાનું થાય ત્યારે રંગશિર કરવાનું હોય છે, માટે रङ्गशीर्षं એમ કહે છે

એટલે આપણે સ્વતંત્ર રીતે જ पद्दारुक નું સ્થાન વિચારવું જોઈએ. ડૉ. સુબ્બારાવ જણાવે છે તેવી રંગપીઠની સપાટી નીચેની ફ્રેમ તે पद्दारुक નથી, કારણ કે જમીનતળથી દોઢ હસ્ત ઊંચી રંગપીઠની સપાટીના ખાડાને તો કાળી માટીથી પૂરી નાખવાનું વિધાન છે. पूर्णे मृत्तिका चात्र कृष्णा देया प्रयत्नतः (૧૬)× એટલે નીચે એવા કોઈ ચોકઠાની કે ફ્રેમની જરૂરિયાત નાટ્યશાસ્ત્રકારને રહી જ નથી; અને તેથી નીચે ભોંયરાની જરૂરિયાત અભીષ્ટ નથી. નાટ્યમંડપ द्विभूमि બે માળનો બનાવવાનો છે.' द्विभूमिर्नाट्यमण्डपः (૮૭) આની સાર્થકતાને માટે જે છત કરવાની છે તેની ઉપર બીજો માળ રચવામાં આવ્યો હોય જેનો બીજો ખાસ ઉપયોગ નથી. ઉપર કરવામાં આવતા છાપરાના પોલાણવાળા ભાગને બદલે સપાટ છત આવી જાય કે જેથી અવાજનો પડઘો ન પડે. આના મોખરા ઉપર, એટલે કે (નીચેની ઊભણીમાં मत्तवारणी અને એની બરોબર) છેક મથાળા નજીકના ૩૨ હસ્તના મોભ ઉપર બંને બાજુથી ૧૨+૧૨ હસ્ત છોડી વચ્ચેના ૮ હસ્તના ગાળામાં, સાંચીના સ્તૂપના દરવાજાના જેવી લાગે તેવી રીતે ૭ પાટિયાંની માંડણી કરવી : બે કોતરકામવાળાં ઊભાં પાટિયાં બેઉ છેડે–વચ્ચે ત્રણ સરખા ગાળા થઈ રહે તેમ બે જરા સાંકડાં ઊભાં પાટિયાં, અને આ ૪ પાટિયાંને મથાળે આડું એક–બીજું વચ્ચે એવું આડું પાટિયું; આમ રંગશીર્ષના અગ્ર દૃશ્યભાગમાં पद्दारुक–સુંદર કારીગરીવાળાં પાટિયાં નાખવામાં આવે અને એ રીતે છતના મહોરાની શોભા વધે.

આ રીતે ડૉ. મનમોહન ઘોષ રંગપીઠ કે રંગશીર્ષને એકરૂપ માને છે એ શા માટે એ સમજી શકાશે; અને પ્રો. ડોલરરાય માંકડ રંગપીઠ અને રંગશીર્ષને જુદાં માને છે તે પણ મનાવવાની જરૂર ઊભી નહિ રહે. અને આમ આપણી સામે ૧૬×૩૨ હસ્તની ઊંડાઈ–પહોળાઈનું રંગપીઠ (stage) આવી રહે છે.

---

× આમાં પૂરણી કરવામાં ખાસ કરીને કાળી માટી વાપરવી.

આની સામે પ્રો. ડોલરરાય માંકડને તેમજ ડો. મનમોહન ઘોષને મૂંઝવતી મત્તવારણીનો પ્રશ્ન મજબૂત મોરચો ઊભો કરે છે. પ્રો. માંકડ ૧૬×૩૨ના રંગપીઠના બેઉ છેડાના ૮–૮ હસ્તની ૮×૮ ની બે મત્તવારણીઓ માની એ બેઉનું મંડલાકારના ઘાટે સ્થાન માને છે અને એ રીતે વચ્ચે રહેતા ૮×૧૬ હસ્તની ઊંડાઇ–પહોળાઇના રંગપીઠનો પક્ષ ધરે છે. નાટયશાસ્ત્રમાં ક્યાંય પણ 'મત્તવારણી' શું છે અને એનો શો ઉપયોગ છે એ જાણવા મળતું નથી. આ. અભિનવગુપ્ત મતાંતરથી ૮×૧૬ હસ્તનું રંગપીઠ જણાવે છે તેવોઓના મતે ઉપરનો પક્ષ બંધ બેસે. અહીં વચ્ચે એક વસ્તુ સ્પષ્ટ કરવી જોઇયે કે પ્રો. માંકડ ૮×૧૬ હસ્તનું રંગપીઠ આ. અભિનવગુપ્તને મતે છે એમ કહે છે એ બરોબર નથી. ये वदन्ति અને केचित् થી આ મત આ. અભિનવગુપ્તે બતાવ્યો છે, તેથી આ. અભિનવગુપ્તને મતે તો ૧૬×૩૨ હસ્તની ઊંડાઇ–પહોળાઈનું જ રંગપીઠ સમજાય છે. મત્તવારણીના વિષયમાં પણ આ. અભિનવગુપ્તનું એક વિધાન સ્પષ્ટ છે કે રંગપીઠથી મત્તવારણી ઊંચી ન થતાં સમાન ઊંચાઇએ હોવી જોઇયે; જો મત્તવારણી ઊંચી થાય તો રંગપીઠ જોવાની મુશ્કેલી ઊભી થાય. આનો આશય સ્પષ્ટ છે કે મત્તવારણી રંગપીઠ અને પ્રેક્ષકોના અંતરાળમાં છે રંગપીઠ ૧૬×૩૨ હસ્તનું છે તેના પાર્શ્વે જો મત્તવારણી હોય તો પ્રેક્ષકોની સામે રંગપીઠના ઓટલાની દીવાલ આવે–જે મત્તવારણીનું સ્થાન હોય. મત્તવારણી પ્રો. માંકડ માને છે તેમ બે નથી+—तयो થી તો રંગપીઠ

---

\+ ના. શા. ના પહેલા અધ્યાયમાં દેવોને રક્ષા કરવા મૂકયા છે ત્યાં स्थापिता मत्तवारण्या विद्युद्दैत्यनिषूदनी (૧–૯૦) એક જ 'મત્તવારણી' કહી છે.

આ. અભિનવગુપ્તનુ એક વાક્ય नानाकुट्टिमविन्यस्तै (૨–૮૫)ની ટીકામાં–' रङ्गशिरोरङ्गपीठमत्तवारणीद्वयमेदात् ' (પૃ. ૬૪)છે ત્યાં રંગશીર્ષ, રંગપીઠ, ને બે મત્તવારણી, એ રીતે એમ લાગે છે કે આ. અભિનવગુપ્ત બે મત્તવારણી માનતા હોય. આ બે મત્તવારણીનુ સ્થાન પાર્શ્વે કહીને–વળી એમાં સ્તંભ બહાર નીકળતા થાય–એવું વિધાન છે તેથી રંગમંડપને બેઉ પડખે

અને મત્તવારણી સરખા પ્રમાણમાં હોતાં જોઈએ–એવું દેખાય છે. ડૉ. સુબ્બારાવ તયોઃના અર્થમાં 'રંગપીડ'ને સ્થાને 'રંગમંડપ' મૂકે છે તેનાથી ખાસ અર્થભેદ નથી. રંગપીડની જેટલી પહોળાઈ તેટલી જ મત્તવારણીની પહોળાઈ. આ મત્તવારણીના ચાર સ્તંભ કહ્યા છે; એટલે કે ઓટલાની જે દીવાલ પ્રેક્ષકોની સામે આવે તેમાં યથાસ્થાન આ ચાર સ્તંભ* મૂકવાના છે. ચાર સ્તંભો વચ્ચેનું અંતર નાટ્યશાસ્ત્રમાં ક્યાંય અપાયું નથી; પણ સૌંદર્યની દૃષ્ટિએ |—>|—> <—|<—| ઓટલામાં ચાર આમ ૮+૧૬+૮ હસ્તના અંતરે સ્તંભાકૃતિ કરી બાણ જે પ્રમાણે દિશા બનાવે તે પ્રમાણે મદોન્મત્ત વારણો–હાથીઓની પંક્તિ બનાવવી–અને જમીનતળથી ઓટલાના મથાળાની વેદિકા(=હાંસ) સુધીમાં એ સમાઇ જાય તેવા ઘાટની કરવી. મત્તાનાં વારણાનાં પઙ્ક્તિર્મત્તવારણી આ જાતનો ડૉ. સુબ્બારાવનો કહેવાનો આશય આની સાથે બંધ બેસે એમ છે. અને આ મત્તવારણી રંગપીડના તળની ઊંચાઇની હોવાથી પ્રેક્ષકોને રંગપીડ જોવામાં કોઈ આડચ ન હોય. અને આમ રંગપીડ (મથાળે એના જ મોખરામાં સુશોભિત રંગશીર્ષથી) ૧૬×૩૨ હસ્તની ઊંડાઈ–પહોળાઇનું જ આવી રહે.

મત્તવારણીના મધ્ય–કેંદ્રમાં સામસામા આવતા બે હાથીઓની સૂંઢોની આંટી પાડી સૌંદર્ય આપ્યું હોવાની મારી કલ્પના છે. આમ મત્તવારણીઓના વિશેનો ડૉ. સુબ્બારાવનો મત નાટ્યશાસ્ત્રને બંધબેસતો મને લાગે છે. માત્ર આ. અભિનવગુપ્તના તયોઃનો અર્થ રંગપીડનાં બેઉ પડખાં–ઉત્તર દક્ષિણનાં થાય ત્યાં પણ ભીંતની ઊંચાઈ સુધી બબ્બે સ્તંભ–જે

---

નીકળતું આ. અભિનવગુપ્તને મતે છે. આવું કોઇ સ્થાન હોય તો એની દર્શનીયતા જેવું કાંઇ રહેતું નથી.

* ડૉ. સુબ્બારાવ स्तम्भ ને બદલે स्तम्ब પાઠાંતર સૂચવે છે; પણ એમ કરવાની જરૂર નથી. માત્ર એ મંડપના મથાળા સુધીના પૂરા માપના નહિ, પણ રંગપીડની સપાટી સુધીની થાંભલીઓના રૂપમાં જ છે.

આઠ હસ્તને અંતરે બીજા બે સ્તંભ—એ વચ્ચે પણ મત્તવારણી લંબાય, એવું જે કહે છે તે નાટ્યશાસ્ત્રમાં સ્પષ્ટ નથી. અને પડખાં ઉપર મત્તવારણી હોય કે ન હોય એ બધું સરખું છે, કારણ કે એ કોઇના જોવામાં આવવાની નથી.

ડૉ. સુબ્બારાવે આપેલાં રેખાંકનોમાં રંગપીઠમાં મોખરા ઉપર ૮+૧૬+૮ નું અંતર આપી ચાર સ્તંભ લીધા છે તેમાંના વચલા સ્તંભ પ્રેક્ષકોની દૃષ્ટિની આડે આવતા હોઈ બિનજરૂરી છે. કાર્લાની ગુફાના મુખદ્વાર જેવો રંગપીઠનો મહોરો ૩૨ હસ્તના વિસ્તારનો—વચ્ચે કોઇ પણ સ્તંભાદિ વિનાનો જ નાટ્યશાસ્ત્રને અભિપ્રેત જણાય છે.

અહીં સ્તંભોની નાટ્યશાસ્ત્રને સંમત માંડણી જોઇયે.

નાટ્યશાસ્ત્રમાં જ્યાં ચતુરસ્ર* નાટ્યમંડપનું વિધાન આવે છે ત્યાં સ્તંભો મૂકવાનું કહેવામાં આવ્યું છે :

---

* ચતુરસ્રનાં માપ આપતી વખતે આ. અભિનવગુપ્તે ટીકામાં સમચોરસ નાટ્યમંડપના આલેખનમાં ભારે ગરબડ કરી નાખી છે : ( પૃ. ૬૬–૬૭)

अष्टभिर्भागैः सर्वतः क्षेत्रं विभजेत् । येन चतुरस्रफलकचतुष्षष्टिकोष्ठं भवति। तत्र मध्यमकोष्ठकचतुष्के रङ्गपीठं सर्वतोऽष्टहस्तम् । तस्य पश्चिमे भागे प्राक्पश्चिमं दक्षिणोत्तरतो द्वात्रिंशत्करे तत्क्षेत्रमवशिष्यते । ( अत्र चतुरङ्गपीठेन स्वीकृतं तद्धि हस्ताष्टकमेव । ) यत्रवशिष्टं क्षेत्रं तन्मध्याद्रङ्गपीठनिकटगतं प्राक्पश्चिमतश्चतुर्हस्तं विस्तारेण द्वात्रिंशद्धस्तं क्षेत्रांशाद्विभज्य तावत्प्रमाणमेव पश्चिमभागेऽपि प(ड्दारु)कसंस्थानं रङ्गशीर्षः कुर्यात् । ततोऽपि पश्चिमे तावदेव नेपथ्यग्रहणम् (गृहम्)। एवं स्थिते रङ्गपीठं लक्षयित्वा दश स्तम्भाः षड्दारुकस्तम्भव्यतिरिक्ता देयाः । तत्र कोणचतुष्टये तावच्चत्वारः । तत्राग्नेयस्तम्भाच्चतुर्हस्तान्तरो दक्षिणदिग्गेकः स्तम्भः । तथैव नैर्ऋतस्तम्भाद् द्वितीयः । एवमुदीच्यामपि स्तम्भद्वयम् । पूर्वभागे ऐशानाग्निगतात्स्तम्भद्वयाच्चतुर्हस्तान्तरं स्तम्भद्वयमिति षट् । कोणगाश्चत्वार इति ये दश त एव । ××× षडन्यानिति ।

दश प्रयोक्तृभिः स्तम्भाः धार्या मण्डपधारणे ॥ १६ ॥

(મંડપના ધારણમાં, પ્રયોગ કરનારાઓએ દસ સ્તંભ કહ્યા છે.)

આ દસ સ્તભ રંગપીઠ ઉપર કરવાના છે. પણ સમસ્ત નાટ્યમંડપને માટે ચાર સ્તંભ બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય-શૂદ્ર નામના (શ્લો. ૫૩-૫૯) તે આખા નાટ્યમંડપના ચાર ખૂણે ડાબા હાથે ૧ લો બ્રાહ્મણ, છેડાનો ક્ષત્રિય, જમણે હાથ છેડાનો વૈશ્ય અને મોખરાનો શૂદ્ર. આ તો ચાર ખૂણાના ચાર સ્તભ થયા. ઉપરના દસ સ્તંભ રંગપીઠ ઉપરના છે, પણ એ એવી રીતના છે કે રંગપીઠના મંચ ઉપર વચ્ચે ક્યાંય પણ આવવા ન જોઇએ. નેપથ્યગૃહ સહિત રંગપીઠ ૩૨×૩૨ હસ્તનું (વિકૃષ્ટમાં) ગણતાં ફરતી દીવાલે ૮-૮ હસ્તના ૧૬ ટુકડા બને. આમાં રંગપીઠના મોખરા ઉપર મત્તવારણી ઉપર કોઇપણ સ્તંભ ન આવી શકે, કારણ કે રંગપીઠની આડા પડે. ક્ષત્રિય સ્તંભની આ બાજુ ૪ સ્તંભ-જેમાંનો છેલ્લો ગણ-તરીએ રંગપીઠની ડાબી બાજુએ પહેલો થાય. એ જ પ્રમાણે વૈશ્ય સ્તભની આગળ પણ ૪ સ્તંભ-જેમાંનો છેલ્લો એટલે રંગપીઠની જમણી બાજુએ પહેલો થાય. બાકીના બે રહ્યા તે મત્તવારણીના ૮+૧૬+૮ ના મોખરાના ૨ કપાયેલા સ્તંભોની બરોબર સામે નેપથ્યગૃહની પીઠ ઉપર આવે—આમ ૧૦ સ્તભની રંગપીઠ ઉપર વ્યવસ્થા થાય.

આ સ્તભોની બહારની બાજુએ સીડીના આકારનું પ્રેક્ષકોનુ નિવેશન (શ્લો. ૯૭) થાય તેમાં બરોબર વચોવચ નેપથ્યગૃહના ૨ સ્તંભોની ઊભી

---

रङ्गपीठस्य दक्षिणतो निवेशितस्तम्भद्वयाच्चतुर्हस्तान्तरौ अन्योन्यमष्टहस्तान्तरौ द्वौ । तत आग्नेयस्तम्भसमुखो योऽन्यस्तु पूर्वस्तम्भः ततश्चतुर्हस्तान्तर दक्षिणस्तम्भं कुर्यादिति पूर्वन्यस्तानां दक्षिणस्तम्भानां दक्षिणभित्तेश्चान्तराले स्तम्भत्रयम् । एवमुत्तरस्यापि । तेषामुपरीति । अधिकान्यो दद्यात् । तत्र दक्षिणभित्ते-रुदग्भागे चतुर्हस्तान्तरं पूर्वस्थापितस्तम्भाद् भित्तिश्चैकं स्तम्भं दद्यात्पूर्वम् । एवमुत्तर-भित्तेर्दक्षिणदिग्भागे । ततः पूर्वभित्तेश्चतुर्हस्तान्तरौ रङ्गभागद्वयानुसारेण द्वौ ।(द्वौ द्वौ) । ततोऽपि चतुर्हस्तान्तरौ द्वाविलग्नौ ।

દોરીએ ૩–૩ સ્તંભ મળી ૬ સ્તંભ ૮–૮ હસ્તને અંતરે વચ્ચે ૧૬ હસ્તના અંતરે–બહારની બાજુએ ૮ હસ્તને અંતરે.

બાકીની બહારની હદ ઉપર પ્રેક્ષકનિવેશન ઉપરના મંડપની ધારને પકડતા બે પડખે ૩–૩ ને ૮–૮ હસ્તને અંતરે હોય અને મોખરાની દીવાલે નેપથ્યગૃહના બેઉ સ્તંભની ઊભી દોરીએ પ્રેક્ષકનિવેશનના ૩–૩ સ્તંભની સીધી લીટીએ ૨ સ્તભ હોય–આમ ૮ સ્તંભ આવે. આમ રંગપીઠના ૧૦, પ્રેક્ષક–નિવેશનના ૧૪ અને ૪ ખૂણાના ૪ મળી ૨૮ સ્તંભની આયોજના નાટ્યમંડપમાં કરવામાં આવે છે *

• ત્ર્યસ્ર ત્રિકોણાકાર નાટ્યવેશ્મમાં વચ્ચે રંગપીઠ પણ ત્રિકોણાકાર આવે. નાટ્યમંડપમાં પ્રવેશવાનું દ્વાર પણ એક બાજુના ખૂણે જ કરવું; બીજું દ્વાર રંગપીઠની પાછળ કરવું–નેપથ્યગૃહમાં જવાનું.

શેષ બે મુદ્દા ચર્ચવા બાકી રહે છે :

(૧) નેપથ્યગૃહને બે બાર કહ્યાં છે (૭૫) જેમાંથી રંગપીઠ ઉપર આવી શકાય. આમ છતાં ચતુરસ્ર નાટ્યવેશ્મની વાત કરતાં

नेपथ्यगृहकं चैव ततः कार्यं प्रयत्नतः ।
द्वारं चैकं भवेत्तत्र रङ्गपीठप्रवेशनम् ॥ १०२ ॥
जनप्रवेशनं चान्यदाभिमुख्येन कारयेत् ।
रङ्गस्याभिमुखं कार्यं द्वितीयं द्वारमेव च ॥ १०३ ॥×

---

* આ. અભિનવગુપ્તે વાર્તિકકારની કારિકાઓ આપી " भित्तेः स्तम्भाना च स्यादन्तरमष्टहस्तमेवान्त–" વગેરેમાં વાર્તિકકારને મતે આઠ આઠ હસ્તને અતરે સ્તભો હોવાનું કહ્યું છે. આ કારિકાઓમાં કેટલાક શબ્દ તૂટતા હોવાથી સ્પષ્ટ ખ્યાલ આવી શકતો નથી. નેપથ્યગૃહની પાછળ બે સ્તંભ વિશે વાર્તિકકાર કહે જ છે.

સ્તંભોની બીજી યોજનાઓમાં તો આ. અભિનવગુપ્ત વિકલ્પો આપતા હોઈ એમનાં વિધાન અશ્રદ્ધેય બની રહે છે.

× જુઓ યથાસ્થાને 'સમશ્લોકી' અનુવાદ.

(૨) વિકૃષ્ટ પ્રકારના રંગપીઠમાં મોખરાની ૮ હસ્તની જમીન જરા ઊંચી કરવી એમ ડૉ. સુબ્બારાવ કહે છે.

समुन्नत समं चैव रङ्गपीठं तु कारयेत् ।
विकृष्टे तून्नत कार्यं चतुरस्रे सम तथा ॥ १०६ ॥×

આ કારિકાનો અર્થ એમણે એ રીતે આપ્યો છે.

આ બેઉ મુદ્દા નીચે મુજબ સ્પષ્ટ થઇ શકે એમ છે:

(૧) વિકૃષ્ટ પ્રકારના રંગપીઠ ઉપર નેપથ્યગૃહમાંથી નીકળવાનાં બે બાર વચની દીવાલને દક્ષિણ-ઉત્તર છેડે છે, ઉપરાંત બેઉ પ્રકારમાં નેપથ્ય-ગૃહમા છેક પાછળી બાજુથી નટો વગેરે પ્રવેશવા એક બાર રાખવામાં આવે છે. આ. અભિનવગુપ્ત तेन द्वारमिति ज्ञातावैरुनचनम्-વાળી તો कक्ष्याविभागेन तावद् द्वे द्वारे આમ બે જ બારનું સમર્થન કરે છે, એ સમાધાન પ્રતીતિકર નથી થતું; ઉપરનું વધારે યોગ્ય છે.

નેપથ્યગૃહમાં બહારથી આવજા કરવા પૂર્વની દિશાએ બારણું રાખવાનું ૧૦૩ ઘ્ કારિકામાં સામાન્ય વિધાન છે, જે વિકૃષ્ટને માટે પણ સામાન્ય છે એવું જ સામાન્ય નાટ્યમંડપમાં પ્રેક્ષકોને પ્રવેશ કરવાને રંગની બરોબર સામે સિંહદ્વાર આવે, જે ચતુરસ્રમાં સામાન્ય છે ત્ર્યસ્રમાં ત્યા મધ્યમાં નહિ, એક બાજુને ખૂણે આવે.

(૨) બીજાનો ખુલાસો તો ઘણુ સ્પષ્ટ છે. વિકૃષ્ટ પ્રકારમાં ઊંડાઈ ૧૬ હસ્તની હોઇ રંગપીઠ ઢાળ પડતું કરવાનું समुन्नतથી સમજાય છે, ત્યારે ચતુરસ્રમાં ૮ હસ્તની ઊંડાઇ હોઇ એની સપાટી સરખી રાખવાની ('લેવલ' પર) છે. ડૉ. સુબ્બારાવ કહે છે તેમ આમાંથી પડથાર પાડી એક નીચો ને એનાથી બીજો ઊંચો એવું નીકળતું નથી.

**અધ્યાય ૩ :** અધ્યાય ત્રીજામાં મુખ્યત્વે રંગક્ષેત્રના પૂજનનો પ્રકાર આપવામાં આવ્યો છે.

---

× જુઓ સમશ્લોકી અનુવાદ એના યોગ્યસ્થાને.

જુદા જુદા દેવોનાં આવાહન કરી, એમનું પૂજન ક
નાયકે પ્રાર્થના કરવી, અને પછી કુતુપ બજાવી જર્જરનં
શુભ નક્ષત્રાદિમાં આચાર્યે રંગનુ ઉદ્યાપન કરવું. (૧–૬૧,

અનેક દેવોનું તે તે સ્થાન માટે આવાહન કરી–નૈવેદ્યાદિક ધરવાં, ને ઇંદ્ર કાર્તિકેય આદિ દેવોને બલિ અર્પવા. ને બધાનું પૂજન પતાવી ત્યાં જર્જરનું પૂજન કરવું. (૧૭–૮૨)

એ પછી અગ્નિમા હોમ કરી રાજા અને નર્તકીઓનું દીપ્તિ–અભિવર્ધન કરવું ને પછી આશીર્વાદ ભણવા. (૮૩–૮૭)

**નોંધ**–આમ ૧૦૨½ કારિકાઓમાં ધાર્મિક વિધિઓનો ખ્યાલ આપવામાં આવ્યો છે.

(અધ્યાય ૪: પૂજનનો વિધિ ભરતે કર્યા પછી બ્રહ્માજી પાસે 'કયો પ્રયોગ કરવો' એવી પ્રાર્થના કરતાં બ્રહ્માજી તરફથી અમૃતમન્થન નામનો સમવકાર નાટ્યપ્રયોગ ભજવવાની ભરતને આજ્ઞા થઈ. એ પ્રયોગની રચના બ્રહ્માજીએ કરી હતી આ સમવકાર ભજવી બતાવવાથી દેવ અને દાનવો પ્રસન્ન થયા. (૧–૪)

કેટલોક સમય વીત્યા પછી બ્રહ્માજીએ ભરતને કહ્યુ કે આપણે હવે મહાદેવજીને નાટ્ય બતાવિયે અને દેવોની સાથે બ્રહ્મા મહાદેવજી પાસે ગયા ને પોતે રચેલો સમવકાર જોવાની વિનતિ કરી. મહાદેવજીએ હકારમાં જવાબ આપતાં બ્રહ્માજીએ ભરતને તૈયાર કરવા કહ્યુ ને હિમાલય ઉપર એની રજૂઆત કરતાં પૂર્વે ભરતને ત્રિપુરદાહ નામનો ડિમ ભજવી બતાવ્યો. એનાથી મહાદેવજી વગેરે ખૂબ પ્રસન્ન થયા ને બ્રહ્માજીને કહેવા લાગ્યા કે (૫–૧૧)

હે મહાબુદ્ધિમાન, તમે આ નાટ્યનું સર્જન કર્યું એ બહુ સારું કર્યું. મેં પણ સંધ્યાસમયે નૃત્ય કરતાં નૃત્તનું સ્મરણ કર્યું. એ નૃત્તને અનેક કરણ અને અંગહાર છે. એ તમે પૂર્વરંગ કરતી વેળા સારી

રીતે કર્યું છે. તમે આ શુદ્ધ પૂર્વરંગ પ્રયોજ્યો–તેને વિમિશ્રિત કરવાથી એ ચિત્ર નામનો પૂર્વરંગ બનશે. (૧૨–૧૫½)

મહેશ્વરનાં વચન સાંભળી બ્રહ્માજીએ કહ્યું કે–હે સુરવર્ય, અંગહારોનો પ્રયોગ કહી બતાવો. ત્યારે મહાદેવજીએ તંડુને બોલાવી આજ્ઞા કરી કે અંગહારોનો પ્રયોગ ભરતને કહી બતાવો. તંડુએ કહેલા એ અંગહારોનું *કરણો અને રેચકો સાથે ભરત વર્ણન કહી બતાવે છે. (૧૬–૧૮½)

આ પછી નૃત્તમાં પ્રધાનપણે ઉપયોગી ૩૨ પ્રકારના અંગહારોની યાદી આપવામાં આવી છે. (૧૯–૨૭)

બધા અંગહારોની નિષ્પત્તિ કરણોથી હોઇને એ પછી ૧૦૮ કરણોનાં નામ અને કામ આપવામાં આવ્યાં છે. કરણ એટલે हस्तपादसमायोग–હાથ અને પગનો મળીને યોગ. (૨૮–૧૬૯)

ચારીઓને માતૃકાઓ કહેવામાં આવે છે–એ ચારીના ભેદથી 'કરણ' થાય છે. (૧૭૦–૧૭૩)

ત્યારપછી ૩૨ અંગહારોનાં નામ અને કામ આપવામાં આવ્યાં છે. (૧૭૪–૨૪૮)

આ પછી પાદરેચક કટિરેચક કરરેચક અને કંઠરેચક આ ચાર રેચક કહેવામાં આવ્યા છે. (૨૪૯–૨૫૪½)

એકવાર રેચક અને અંગહારોથી મહાદેવજી નૃત્ય કરતા હતા ત્યારે સુકુમાર પ્રયોગથી પાર્વતી પણ નૃત્ય કરવા લાગ્યાં. દક્ષયજ્ઞનો નાશ થયો ત્યારે આ પ્રમાણે નૃત્ય કરતા મહાદેવજીના નૃત્યના પિંડીબંધ જોવામાં આવ્યા ત્યારે નંદિભદ્ર વગેરે ગણોએ પિંડીઓનાં બંધલક્ષણ કર્યાં.

* વડોદરાની નાટ્યશાસ્ત્રની વાચના સાથે, ચિદંબરના નટરાજના મંદિરમાંના પૂર્વ–પશ્ચિમ ગોપુરોમાંના ખડક ઉપર કોતરેલાં ૧ થી ૧૦૮ સુધીનાં કરણોની પ્રતિકૃતિ છાપી છે. કરણોનું સ્વરૂપ સમજવામાં એ ખૂબ ઉપયોગી થાય એવાં છે.

ઈશ્વિર–મહાદેવજીની પિંડી તે ઈશ્વરી, નંદીની પિંડી તે પટ્ટસી, ચંડિકાની પિંડી તે સિંહવાહિની, વિષ્ણુની તાર્ક્ષ્યપિંડી, બ્રહ્માની પદ્મપિંડી, શક્રની ઐરાવતી, મન્મથની ઝષા, કુમાર કાર્તિકેયની શિખિપિંડી, શ્રીની રૂપપિંડી, જાહ્નવીની ધારાપિંડી, યમની પાશપિંડી, વરુણની નંદીપિંડી, કુબેરની યાક્ષી, બલદેવની હલપિંડી, સર્પોની સર્પપિંડી, દક્ષયજ્ઞનો વિધ્વંસ કરનારી મહાપિંડી તે ગણેશ્વરી, રુદ્રની ત્રિશૂલાકૃતિ–પિંડી–આમ બીજા બીજા દેવોની પણ પિંડીઓ થાય. પિંડીબંધ વજ્રરૂપ થાય એમ યોજવા. રેચકો, અંગહારો અને પિંડીના બધાનું સર્જન કરીને ભગવાન શિવે તંડુ મુનિને આપ્યા. અને તંડુમુનિએ ગાન અને ભાંડથી યોજાયેલો નૃત્તપ્રયોગ કર્યો તે 'તાંડવ' કહેવાયો. (૨૫૫–૨૬૬)

અહીં વચ્ચે ઋષિઓએ નૃત્તમાં કયા સ્વભાવની જરૂર છે એમ પૂછ્યું ને શંકા કરી કે નૃત્તમાં નથી ગીતના અર્થનો સંબંધ કે નથી અર્થનું ભાવન તો પછી ગીતોમાં અને આસારિતોમાં 'નૃત્ત' શા માટે કરવામાં આવ્યું? (૨૬૭–૨૬૮)

ભરત જવાબ આપે છે કે નૃત્તને કોઈ અર્થની અપેક્ષા નથી, પરંતુ એ શોભા ઉત્પન્ન કરે છે, માટે નૃત્ત પ્રવર્તિત કરવામાં આવ્યું છે. બધા લોકોને **સ્વભાવથી** નૃત્ત ઇષ્ટ છે અને મંગલમય છે, વળી વિવાહ પ્રસૂતિ આવાહ પ્રમોદ અભ્યુદય વગેરેમાં એ વિનોદ આપનારું હોઈ નૃત્ત પ્રવર્તિત કરવામાં આવ્યું છે. હાથ વગેરેના પ્રક્ષેપથી ગીતકાદિમાં એનો પ્રયોગ છે, અને શ્રી મહાદેવજીએ તાંડવ નૃત્ય કરી તંડુને એનો બોધ કર્યો કે ગીતપ્રયોગનો આશ્રય લઈને નૃત્ત પ્રવર્તિત કરો. તાંડવનો જે પ્રયોગ છે તે મોટે ભાગે દેવસ્તુતિનો આશ્રય કરી થાય છે. એનો પ્રયોગ સુકુમાર છે અને શૃંગારરસમાંથી એ ઉત્પન્ન થયો છે. (૨૬૯–૨૭૪)

આ પછી ભરતે વર્ધમાનકનું લક્ષણ અને આસારિતોનો પ્રયોગ કેવી રીતે કરવો એ બતાવ્યું છે, તે નર્તકી રંગપીઠ ઉપર આવી વાદ્યને અનુસરી ચારી કરે છે એ કહી–" નર્તકી ખોળામાં પુષ્પો લઈ રંગ-

કરે, પુષ્પો ઉડાડી, રંગપીઠને પ્રદક્ષિણા કરી, પ્રણામ કરી જ્યાં ગીતનો અભિનય કરવાનો હોય ત્યાં વાદ્ય ન વગાડવું; ...નાદનો પ્રયોગ કરવામાં આવે ત્યારે ભાંડવાદ્ય વગાડવું. તાંડવમાં નૃત્તના અંગોને પકડનારા બજવૈયાઓએ વાદ્ય વગાડવું. આમ ગીત અને વાદ્યનો પ્રયોગ કરી નર્તકી રંગપીઠ ઉપરથી ચાલી જાય. આ જ વિધિથી પછી બીજી નર્તકીઓ પ્રવેશ કરે. આ સ્ત્રીઓ પિંડીબંધ કરી પછી નીકળી જાય જ્યારે પિંડીબંધ થતો હોય ત્યારે વાદ્ય બજાવવું. આમ એક આસારિત કરી બીજું આસારિત કરવું, એમાં નૃત્તથી પૂર્વની જ વસ્તુ બનાવવી. આસારિત પૂર્ણ થતાં નર્તકી નીકળી જાય. અને બીજી નર્તકીઓ એ જ પ્રમાણે પ્રવેશ કરે......આ પ્રમાણે વર્ધમાનમાં પ્રયોગ કરવો." એમ કહ્યું. (૨૭૫-૨૯૬) )

એ પછી ભરતે ગીતો અને છંદકોનો વિધિ કહ્યો છે. એ પછી વસ્તુબદ્ધ ગીતોનો વિધિ અને ગીતોનાં લક્ષણ-ને પછી છંદકનો ખ્યાલ આપ્યો છે. છેવટે વાદ્યવિધિ, સુકુમારનૃત્તવિધિ, અને નૃત્તયોજનમાં વાદ્યવિધિ બતાવ્યો છે. (૨૯૭-૩૨૪)

**નોંધ**—આ અધ્યાયની વસ્તુ કેવળ પ્રયોગાર્હ છે, જે માત્ર નિપુણો જ પ્રયોગ દ્વારા બતાવી સમજાવી શકે.

**અધ્યાય ૫:** અધ્યાય પાંચમામાં 'પૂર્વરંગ' નું વિધાન કરવામાં આવ્યું છે. નાટ્યમાં 'પૂર્વરંગ' એ પ્રધાન વસ્તુ છે. આજની નવી રંગભૂમિમાં એનું સ્થાન લગભગ નષ્ટ થઈ ચૂક્યું છે; માત્ર મંગલાચરણના સંગીતથી એ પતાવી લેવામાં આવે છે. પ્રાચીનમાં એની વિશિષ્ટતા હતી તે આ અધ્યાયમાં નિરૂપિત થઈ છે.

ભરતનું નાટ્યના વિકાસનું વચન સાંભળી પ્રસન્ન થયેલા મુનિઓએ કહ્યું કે નાટ્યનો જન્મ, જર્જરની ઉત્પત્તિ, વિઘ્નોની શાંતિ અને દેવોનું પૂજન એ તમારી પાસેથી સાંભળ્યા પછી હવે વિશેષમાં 'પૂર્વરંગ'

લક્ષણાર્થ સંભળાવવાની કૃપા કરો. એના જવાબમાં ભરતઋષિ 'પૂર્વરંગ'નું સ્વરૂપ સમજાવે છે. (૧–૫)

રંગ ઉપર આનો આરંભમાં જ પ્રયોગ થતો હોવાને કારણે એને 'પૂર્વરંગ' કહે છે. તંત્રીવાદ્ય અને ભાંડવાદ્યની સાથે પાઠ્યના યોગથી પૂર્વરંગનાં અંગ કરવાનાં છે. પ્રત્યાહારથી પ્રરોચના સુધીનાં એનાં ૧૯ અંગ છે. આમાંનાં પ્રત્યાહાર, અવતરણ, આરંભ, આશ્રાવણા, વક્ત્રપાણિ, પરિઘટ્ટના, સંઘોટના, માર્ગાસારિત, તેમજ જ્યેષ્ઠ મધ્યમ અને કનિષ્ઠ એવી ત્રણ પ્રકારની આસારિતક્રિયા–આ અંગોનાં ગીત (નાટકની ભજવણીની) બહાર જ પડદાની અંદર રહીને પ્રયોગ કરનારા નટોએ તંતુવાદ્ય અને ભાંડવાદ્યની મદદથી કરવાનાં છે. આ પછી પડદો ઊંચકીને (विघाट्य) બધાં જ વાદ્યોની મદદથી નૃત્ય અને પાઠ્ય સાથેનાં ગીત ગાવાં. मुद्रक વગેરે પ્રકારનાંમાંથી એક ગીત, અને વર્ધમાન તાંડવનો પ્રયોગ કરવો. ત્યાર પછી ઉત્થાપન અને પરિવર્તક, નાંદી, શુષ્ક, અવકૃષ્ટ, રંગદ્વાર, ચારી, મહાચારી, ત્રિગત, અને પ્રરોચનાનો પ્રયોગ કરવો. આ અંગો પૂર્વરંગના વિધિમાં કરવાં. (૬–૧૬)

આ પછી આ અંગોના સ્વરૂપનું વર્ણન છે. આમાં નાંદીની વ્યાખ્યા–એમાં હમેશાં દેવો બ્રાહ્મણો અને રાજાઓ વગેરેનાં આશીર્વચન આવતાં હોઈ એને નાન્દી કહેવામાં આવે છે—એવી છે. અને પ્રરોચના સુધીનું વર્ણન છે. (૧૭–૩૦½)

આ પછી નિર્ગીતોત્પત્તિ, પ્રયોજન, અને અંગોથી દૈત્યાદિને સંતોષ થાય છે એનું સૂચન કરવામાં આવ્યું છે. (૩૧–૫૯)

ગીતો પૂરાં થયાં પછી ઉત્થાપની ધ્રુવાનો પ્રયોગ કરવો. આ ધ્રુવા અગિયાર અક્ષરવાળી કરવી—જેના પહેલા બે, ચોથો, આઠમો ને અગિયારમો અક્ષર ગુરુ હોય. ચાર પદની એ ધ્રુવા કરવી. એ પછી પરિવર્ત-અને પરિવર્તિની ધ્રુવા કરવી. (૬૦–૧૦૪)

ત્યારપછી ચાર ચરણની સ્થિર ધ્રુવા બધા જ ગુરુ-અક્ષરવાળી

પછી અવકૃષ્ટા ધ્રુવા, ચોથો પાંચમો સાતમો અને આઠમો ૯ છે તેવી કરવી (અક્ષરો ૧૧). બાર કે આઠ પદોથી સુશોભિત એવી નાંદીનો પછી પાઠ કરવો......આ પ્રમાણે નાંદી ભણી શુષ્કાવકૃષ્ટા ધ્રુવા ગાવી. આ પ્રત્યેક ચરણમાં પ્રથમ ૧૧ ગુરુ, પછી ૬ લઘુ, અને છેડે ૩ ગુરુ—આમ ૨૦ અક્ષરની છે. આ પછી દેવસ્તુતિ અને જર્જરપ્રશંસાનો ૧-૧ શ્લોક ભણી ચારીનો પ્રયોગ કરવો, અને પછી અડ્ડિતા ધ્રુવાનો પ્રયોગ કરવો......એ પછી મહાચારી કરવી. ધ્રુવા દ્રુતલયથી રજૂ કરવી...આ પ્રમાણે ત્ર્યસ્ર પૂર્વરંગ કરવો, ને ત્યાં ત્ર્યસ્ર ઉત્થાપની ધ્રુવાનો પ્રયોગ કરવો......આમ શુદ્ધ પૂર્વરંગ કર્યા પછી ચિત્ર પૂર્વરંગ કરવો. અને ત્યારપછી લક્ષણોથી યુક્ત નાટકની રજૂઆત કરવી. (૧૦૫-૧૫૯)

પૂર્વરંગમાં નૃત્ત તેમજ ગીતનો વિધિ લાંબો થવા ન દેવો, કેમકે જો લંબાય તો પ્રયોગ કરનારાઓ તેમજ પ્રેક્ષકોને કંટાળો ઊપજે અને પરિણામે બાકીના પ્રયોગમાંથી પણ રસ ઊડી જાય. (૧૬૦-૧૬૪)

ત્ર્યસ્ર ચતુરસ્ર શુદ્ધ અને ચિત્ર પૂર્વરંગનો પ્રયોગ કર્યા પછી સૂત્રધાર પોતાના અનુગો સહિત રંગભૂમિ ઉપરથી ચાલ્યો જાય અને તરત જ સૂત્રધારનાં ગુણ અને આકૃતિવાળો સ્થાપક ત્યાં પ્રવેશ કરે......રંગભૂમિ ઉપર પ્રવેશ કરી સૂત્રધારને પગલે પગલે ચાલે. જ્યારે સ્થાપક પ્રવેશ કરે ત્યારે મધ્ય લયવાળી ત્ર્યસ્ર અથવા ચતુરસ્ર અર્થાનુસારી ધ્રુવાનો પ્રયોગ કરવો. ત્યારપછી દેવો અને બ્રાહ્મણોની પ્રશંસા કરતી ચારીનો પ્રયોગ કરવો. અનેક પ્રકારના તાલ અને લયવાળા, સુંદર વાક્યોથી મધુર શ્લોકોથી વિધિ પ્રમાણે રંગની પ્રસન્નતા ચાહી કવિના નામનો ઉલ્લેખ કરવો......આમ પૂર્વરંગ પૂર્ણ કરવો. (૧૬૫-૧૮૦)

**નોંધ**—સામાન્ય રીતે અધ્યાયોને અંતે આવે છે તે પ્રકારની ભૂયઃ किं कथ्यतां सम्यङ् नाट्यवेदप्रयोक्तृभिः એ પંક્તિ આવે છે. આ પછી (૧૮૧-૨૨૦)નો 'पुनश्चित्रे तथा मिश्रे शुद्धे चैव प्रवीम्यहम्' કહીને

પ્રક્ષિપ્ત ભાગ સાંપડે છે. આ. અભિનવગુપ્તની વાચનામાં આ નથી. નિર્ણયસાગરીય કાવ્યમાલાની નવી આવૃત્તિમાંની क ख પ્રતોમાં એ નથી, ને એની ब પ્રતમાં એ પ્રક્ષિપ્ત તરીકે નોંધાયેલી છે; જ્યારે કાશીની વાચનામાંની क માં છે, પણ ख પ્રતમાં નથી, એમ નોંધ મળે છે.

શ્રી. રામકૃષ્ણ કવિએ જણાવ્યું છે કે પ્રાચીન ગણાતી ब વાચનામાં આ ૪૦ શ્લોક મળે છે, જ્યારે ज વાચનામાં નથી. આ શ્લોકો અહીં ન હોય તો તેથી વિષયમાં કોઈ પણ જાતની ક્ષતિ આવતી નથી. આમાં, ઉત્થાપની પરિવર્તા અવકૃષ્ટા સિતા અને વિક્ષિપ્તા આ પાંચ પ્રકાર ધ્રુવાઓના પ્રયોગનો ખ્યાલ આપવામાં આવ્યો છે. આ ધ્રુવાઓમાં યથા-સ્થાને માગધી અર્ધમાગધી એ બેઉ ભાષા પણ પ્રયોજવાનું વિધાન મળે છે.

અધ્યાય ૬ : આ પૂર્વે સૂચવવામાં આવ્યું છે કે એકથી પાંચ સુધીના અધ્યાય વિષયાનુક્રમની દૃષ્ટિએ પાછળથી આરંભમાં સ્થાન પામ્યા હોય. ૬ ઠ્ઠા અધ્યાયના આરંભમાં *रसा भावा ह्यभिनया धर्मी वृत्ति-प्रवृत्तयः । सिद्धिः स्वरास्तथातोद्य गानं रङ्गं च संग्रहः ॥ १० ॥ આમ વિષયો અપાયા છે. પ્રથમના અધ્યાયોમાંનો સંગત વિષય 'અભિનય'-

* રસ—શૃંગાર હાસ્ય કરુણ રૌદ્ર વીર ભયાનક બીભત્સ ને અદ્ભુત
ભાવ—સ્થાયી ભાવ-રતિ હાસ શોક ક્રોધ ઉત્સાહ ભય જુગુપ્સા અને વિસ્મય, તથા ૩૩ સંચારી ભાવો, અને ૮ સાત્ત્વિક ભાવો
અભિનય—આંગિક વાચિક આહાર્ય અને સાત્ત્વિક એ ચાર
ધર્મી—લોકધર્મી ને નાટ્યધર્મી
વૃત્તિ—ભારતી સાત્વતી કૈશિકી ને આરભટી
પ્રવૃત્તિ—આવંતી દાક્ષિણાત્યા ઓડ્રી માગધી પાંચાલી ને મધ્યમા ૬
સિદ્ધિ—દૈવિકી અને માનુષી
સ્વર—શારીરિક અને વેણુઆદિકના ષડ્જ વગેરે ૭ સ્વર
આતોદ્ય—તત અવનદ્ધ ઘન અને સુષિર ૪ પ્રકારના
ગાન—ધ્રુવાના યોગવાળું પાંચ પ્રકારનું ગાન

માં અંતર્ગત હોઈ યથાસ્થાને રજૂ થઈ શકે. પાછળથી થયેલી સંકલનામાં પાંચ અધ્યાય આરંભમાં આવી ગયા છે અને રસાધ્યાય છઠ્ઠો આવી રહ્યો છે. એ સંકલના પ્રમાણે—

પૂર્વરંગનો વિધિ સાંભળીને મુનિઓએ ભરતને પાંચ પ્રશ્નોનો ઉત્તર આપવા વિનંતિ કરી: રસ ભાવ સંગ્રહ કારિકા ને નિરુક્ત એનો ખ્યાલ આપો. ઉત્તરમાં ભરતે રસ અને ભાવની પ્રક્રિયાનો આરંભ કર્યો. ભરતે સંગ્રહ કારિકા અને નિરુક્તનાં લક્ષણ પણ જણાવ્યાં—અને સૂત્ર અને ભાષ્યના તત્ત્વને અનુલક્ષી સંગ્રહ ટૂંકમાં આપવાનું કહી એ સંગ્રહમાં રસ ભાવ અભિનય ધર્મી વૃત્તિ પ્રવૃત્તિ સિદ્ધિ સ્વર આતોદ્ય ગાન અને રંગનો સંગ્રહ કરવાનું કહી એનાં ટૂંકમાં લક્ષણ આપ્યાં, અને અતિ અલ્પસૂત્રાર્થવાળો નાટ્યસંગ્રહ કહી સૂત્રગ્રંથનું કથન શરૂ કર્યું. (૧-૩૧)*

આ પછી શૃંગાર હાસ્ય કરુણ રૌદ્ર વીર ભયાનક બીભત્સ અદ્ભુત આ આઠ રસ અને એના સ્થાયી ભાવ-રતિ હાસ શોક ક્રોધ ઉત્સાહ ભય જુગુપ્સા અને વિસ્મયનું ગદ્ય અને પદ્ય એમ ઉભય રીતે વિવેચન આપવાનો આરંભ કરી શરૂમાં સ્થાયી ભાવો કેવી રીતે રસત્વ પ્રાપ્ત કરે છે એ સમઝાવવામાં આવ્યું છે. ગદ્યથી જે કહેવામાં આવ્યું છે, પ્રાયઃ તેનો જ સંક્ષેપ ગદ્યોક્તિઓને અંતે આપેલી-ક્યાંક 'આનુવંશ્ય શ્લોક' તરીકે, ક્યાંક માત્ર 'શ્લોક' તરીકે, ક્વચિત્ 'સૂત્રાનુબદ્ધ શ્લોક' વગેરે તરીકે આવેલી કારિકાઓમાં છે. ૬ ઠ્ઠા અને ૭ મા અધ્યાયમાંથી ગદ્યવિભાગ કાઢી લઇયે તો પદ્યવિભાગથી એ વિષય સ્પષ્ટ રીતે મળે છે; એ જ રીતે પદ્યવિભાગ ઉપાડી લઇયે તોયે વિષય સ્પષ્ટ રીતે મળે છે.

---

રંગ—ચતુરસ્ર વિકૃષ્ટ અને ત્ર્યસ્ર ત્રણ પ્રકારનો

આટલી વસ્તુઓનો નાટ્યશાસ્ત્રમાં સંગ્રહ છે. નીચે કા. ૧૬ થી ૩૧ સુધીમાં આનો સક્ષેપમાં ખ્યાલ આપવામાં આવ્યો છે.

* આ અધ્યાયથી શ્લોકક્રમ કાશીની વાચનાનો લીધો છે.

: નાટ્યશાસ્ત્રમાં આ સ્થળે—**विभावानुभावव्यभिचारिसंयोगाद् रस-निष्पत्तिः થી રસપ્રક્રિયાનો આરંભ કરવામાં આવ્યો છે. અનેક પ્રકારનાં શાક વનસ્પતિનાં દ્રવ્યોના સંયોગથી સ્વાદના રસોની નિષ્પત્તિ થાય છે તે પ્રમાણે અનેક પ્રકારના ભાવોના સાંનિધ્યથી (કાવ્યગત) રસોની નિષ્પત્તિ થાય છે. જેમ ગોળ વગેરે દ્રવ્યો, શાકભાજી—મસાલા, અને વનસ્પતિથી ખાટો તીખો વગેરે છ રસ મળે છે તે પ્રમાણે અનેક પ્રકારની ચિત્તવૃત્તિના રૂપના ભાવોના સાંનિધ્યથી સ્થાયી ભાવો રસત્વ પામે છે. પ્રેક્ષકો સ્થાયી ભાવોનો આસ્વાદ લે છે તેથી આ રસોને નાટ્યરસ કહેવામાં આવ્યા છે. (૩૨–૩૩)

વારુ, ભાવોની અભિનિર્વૃતિ રસોમાંથી છે કે રસોની અભિનિર્વૃતિ ભાવોમાંથી છે? અહીં કોઇનો મત એવો છે કે બનેમાંથી બંનેની પ્રાપ્તિ છે. પરંતુ એ બરોબર નથી, કેમકે ભાવોમાથી રસની પ્રાપ્તિ જોવામાં આવે છે, નહિ કે રસોમાંથી.*

[આ પછી આપેલી કારિકાઓમાં एवं भावा रसाश्चैव भावयन्ति परस्परम् ॥ ३७ ॥ (આમ રસો અને ભાવો પરસ્પર ભાવના કરે છે) આમ આપ્યું છે, તેથી ઉપરનું ગદ્યનું સમાધાન બરોબર નથી.] (૩૪–૩૮)

---

** વિભાવ, અનુભાવ અને વ્યભિચારી ભાવોના સંયોગથી રસની પ્રાપ્તિ થાય છે.

* અહીં ગદ્યમાં પંક્તિઓની કાંઇક ગડબડ થઈ લાગે છે. શ્રી. મનમોહન ઘોષે એ બાજુ ધ્યાન દોર્યું છે. अत्र केषाचिन्मतं भावेभ्यो रसानामभिनिर्वृतिरिति, न तु रसेभ्यो भावानामभिनिर्वृतिरिति । तन्न । कस्मात् ? दृश्यते परस्परसयोगादेषामभिनिर्वृतिरिति ॥ અહીં કેટલાક એમ માને છે કે 'ભાવોમાંથી રસનો આનંદ નીકળી આવે છે, નહિ કે રસોમાંથી ભાવોનો.' આ બરોબર નથી. શા માટે? જવાબ એ કે એકબીજાની સાથેના સયોગથી આનો આનંદ ઊપસી આવે છે.

મૂળ ચાર રસ: શૃંગાર રૌદ્ર વીર અને બીભત્સ; એમાંથી બીજા ચાર ઉત્પન્ન થયા છે.

શૃંગારમાંથી હાસ્ય, રૌદ્રમાંથી કરુણ, વીરમાંથી અદ્દ્ભુત અને બીભત્સમાંથી ભયાનકની ઉત્પત્તિ છે. શૃંગારનું અનુકરણ તે હાસ્ય, રૌદ્રનું કરુણ, વીરનુ અદ્દ્ભુત અને બીભત્સનુ અનુકરણ ભયાનક. (૩૯-૪૦)

શૃંગારનો રંગ શ્યામ, હાસ્યનો સફેદ, કરુણનો કાબરો, રૌદ્રનો રાતો, વીરનો ગૌર, ભયાનકનો કાળો, બીભત્સનો વાદળી, અને અદ્દ્ભુતનો પીળો. (૪૨-૪૩)

શૃંગારનો દેવ વિષ્ણુ, હાસ્યનો મહાદેવ, રૌદ્રનો રુદ્રદેવ, કરુણનો યમરાજ, બીભત્સનો મહાકાલ, ભયાનકનો કાલદેવ, વીરનો મહેંદ્ર, અને અદ્દ્ભુતના દેવ બ્રહ્મા. (૪૪-૪૫)

(૧) શૃંગાર—એનો **સ્થાયી ભાવ** રતિ. એ સ્ત્રી અને પુરુષમાં રહેલો છે. શૃંગારના બે પ્રકાર: **સંભોગ ને વિપ્રલંભ**

**સંભોગ**—સંભોગના **વિભાવ**: ઋતુ, ફૂલો, અનુલેપન, અલંકારો, ઇષ્ટજન વિષય,-ઉત્તમ ભવનનો ઉપભોગ, વનગમન-વનનું અનુભવન, શ્રવણ, દર્શન, ક્રીડા, લીલા વગેરે **વિભાવોથી** એ મૂર્ત થાય છે.

—સંભોગનો **અભિનય**: નયન-ચાતુરી, કટાક્ષ, લલિત અને મધુર અંગહાર ને વાક્યો-એ વગેરે **અનુભાવોથી** એ મૂર્ત કરી શકાય.

—ત્રાસ આલસ્ય ઉગ્રતા અને જુગુપ્સા સિવાયના **વ્યભિચારી ભાવોની** સહાયથી મૂર્ત થાય.

**વિપ્રલંભ**—વિપ્રલંભ શૃંગારના **વિભાવ** ઉપર મુજબના જ.

—એનો **અભિનય**: નિર્વેદ ગ્લાનિ શંકા અસૂયા શ્રમ ચિંતા ઉત્સુકતા નિદ્રા સુપ્ત સ્વપ્ન વિબ્બોક

વ્યાધિ ઉન્માદ અપસ્માર જડતા મરણ વગેરે **અનુભાવોથી એને ભજવી શકાય છે.**

અહીં શંકા થાય કે-શૃંગાર રતિ સ્થાયી ભાવમાંથી ઉત્પન્ન થયેલો હોઇ એમાં કરુણરસનો આશ્રય કરનારા ભાવ કેમ હોય ?

ઉત્તર એ કે કરુણ શાપ, ક્લેશ, વિનિપાત, ઇષ્ટજનનો વિપ્રયોગ, વૈભવનો નાશ, વધ, બંધનમાંથી ઊભો થયેલો-તેમજ ઉત્સુકતા ને ચિંતામાંથી ઉત્પન્ન થયેલો નિરપેક્ષ ભાવ છે-(એમાં પછી ઇષ્ટની પ્રાપ્તિની કોઈ સ્થિતિ નથી), જ્યારે વિપ્રલંભ તો સાપેક્ષ ભાવ છે, (એમાં આખરમાં ઇષ્ટજનસંપ્રાપ્તિ છે.) (૪૬–૪૮)

(૨) હાસ્ય—એનો **સ્થાયી ભાવ** હાસ

—એના **વિભાવ :** વિકૃત વેશ અને અલંકાર, ધૃષ્ટતા, લોલતા, કલહ, અસત્પ્રલાપ, વ્યંગદર્શન, દોષનું ઉદાહરણ એ વગેરે વિભાવોથી એ ઉત્પન્ન થાય છે.

—એનો **અભિનય :** ઓષ્ઠદંશ, નાક ને ગાલની ધ્રુજારી, આંખ ઉઘાડવી ને બીડવી, પસીનો, મોઢાના રંગનો પલટો, પડખું પકડવું વગેરે **અનુભાવોથી** એ ભજવાય.

—આલસ્ય અવહિત્થા તંદ્ર નિદ્રા સ્વપ્ન પ્રબોધ અસૂયા વગેરે **વ્યભિચારી ભાવો**

—હાસ્યરસના છ ભેદ છે : સ્મિત હસિત વિહસિત ઉપહસિત અપહસિત અને અતિહાસિત

ઉત્તમ લોકો સ્મિત અને હસિત પ્રયોજે; મધ્યમ લોકો વિહસિત અને ઉપહસિત; અને અધમ પ્રકૃતિના લોક અપહસિત અને અતિહસિત પ્રયોજે. (૪૯–૫૩)

[અહીં ૫૪–૬૦ માં આ છયે પ્રકારના હાસની વ્યાખ્યા આપવામાં આવી છે.]

—એનો **અભિનય :** સ્થિરતા શૂરતા ધીરતા ત્યાગ વિશારદતા આદિ **અનુભાવોથી** એ ભજવાય.

—ધૃતિ મતિ ગર્વ વેગ ઉગ્રતા સ્મૃતિ રોમાંચ વગેરે એના **વ્યભિચારી ભાવ** ( ૬૭–૬૮ )

**( ૬ ) ભયાનક**—એનો **સ્થાયી** ભાવ ભય

—એના **વિભાવ :** વિકૃત રવ, સત્ત્વદર્શન, શિવા અને ઉલૂકનો ત્રાસ, ઉદ્વેગ, શૂન્ય આગાર અને અરણ્યમાં પ્રવેશ, મરણ, સ્વજનનાં વધ બંધન દર્શન શ્રવણ અને કથન—એ વગેરે **વિભાવોથી** એ ઊભો થાય છે.

—એનો **અભિનય :** પ્રવેપન, હાથ પગ નયનનું ચલન, પુલક, મુખની વિવર્ણતા, અને સ્વરભેદ વગેરે **અનુભાવોથી** એ ભજવાય છે.

—સ્તંભ સ્વેદ ગદ્ગદ રોમાંચ વેપથુ સ્વરભેદ વિવર્ણતા શંકા મોહ દીનતા આવેગ ચાપલ ત્રાસ અપસ્માર અને મરણ વગેરે એના **વ્યભિચારી ભાવ** ( ૬૯–૭૨ )

**( ૭ ) બીભત્સ**—એનો **સ્થાયી** ભાવ જુગુપ્સા

—એના **વિભાવ :** અહૃદ્ય અને અપ્રિયનું અવેક્ષણ, અનિષ્ટનાં શ્રવણ દર્શન અને પરિકીર્તન—એ વગેરે **વિભાવોથી** ખડો થાય છે.

—એનો **અભિનય :** સર્વ અંગહારોથી મુખ અને નેત્રનું વિઘૂર્ણન, હૃદયનું ઉલ્લેખન, નિષ્ઠીવન ( થૂંકથૂંક ), ઉદ્વેગ આદિ **અનુભાવોથી** એ ભજવાય છે.

—એના **વ્યભિચારી ભાવ :** અપસ્માર વેગ મોહ વ્યાધિ મરણ વગેરે ( ૭૩–૭૪ )

(૩) કરુણ—એનો સ્થાયી ભાવ શોક

—એના **વિભાવ** : શાપ ક્લેશ વિનિપાત ઇષ્ટજનવિપ્રયોગ વિભવનાશ વધ બંધન નાસભાગ ઉપઘાત દુઃખસંયોગ વગેરે **વિભાવ**

—**અભિનય** : અશ્રુપાત, પરિદેવના, મુખનું સુકાવું, રંગની ફીકાશ, ઢીલાં અંગો, નિઃશ્વાસ, સ્મૃતિભ્રંશ—વગેરે **અનુભાવોથી**

—નિર્વેદ ગ્લાનિ ચિંતા ઉત્સુકતા આવેગ મોહ શ્રમ ભય વિષાદ દીનતા વ્યાધિ જડતા ઉન્માદ અપસ્માર ત્રાસ આલસ્ય મરણ સ્તંભ વેપથુ વૈવર્ણ્ય આંસુ અને સ્વરભેદ એ **વ્યભિચારી ભાવો** (૬૨–૬૩)

(૪) રૌદ્ર—એનો સ્થાયી ભાવ ક્રોધ, એ સંગ્રામહેતુક

—એનો **વિભાવ** : ક્રોધ, ધર્ષણ, અધિક્ષેપ, અપમાન, અનૃત વચન, વાણીની પરુષતા, દ્રોહ, માત્સર્ય વગેરે **વિભાવોથી** એ ખડો થાય છે.

—એનો **અભિનય** : તાડન પાટન પીડન છેદન ભેદન પ્રહરણ આહરણ શસ્ત્રસંપાત સંપ્રહાર રુધિર અસ્ત્રકર્ષણ વગેરે એના કાર્ય; અને રાતાં નયન, પસીનો, હાથ ભ્રુકુટી અને દાંત તથા હોઠનો કચકચાટ, લમણાંની ફ્રુગ્ગરી, હથેવી ચોળવી—વગેરે **અભિનય**

—સંમોહ ઉત્સાહ વેગ અમર્ષ ચપલતા ઉગ્રતા સ્વેદ વેપથુ રોમાંચ ગદ્‌ગદ વગેરે એના **વ્યભિચારી ભાવ** (૬૪–૬૬)

(૫) વીર—ઉત્તમ પ્રકૃતિનો, ઉત્સાહ એનો સ્થાયી ભાવ

—એના **વિભાવ** : અસંમોહ, અધ્યવસાય, નય, વિનય, બહુલ પરાક્રમ, શક્તિ, પ્રતાપ, પ્રભાવ—વગેરે **વિભાવોથી** ખડો થાય

—એનો અભિનય : સ્થિરતા શૂરતા ધીરતા ત્યાગ વિશારદતા આદિ અનુભાવોથી એ ભજવાય

—ધૃતિ મતિ ગર્વ વેગ ઉગ્રતા સ્મૃતિ રોમાચ વગેરે એના વ્યભિચારી ભાવ (૬૭–૬૮)

(૬) ભયાનક—એનો સ્થાયી ભાવ ભય

—એના વિભાવ : વિકૃત રવ, સત્ત્વદર્શન, શિવા અને ઉલૂકનો ત્રાસ, ઉદ્વેગ, શૂન્ય આગાર અને અરણ્યમાં પ્રવેશ, મરણ, સ્વજનનાં વધ બંધન દર્શન શ્રવણ અને કથન–એ વગેરે વિભાવોથી એ ઊભો થાય છે.

—એનો અભિનય : પ્રવેપન, હાથ પગ નયનનું ચલન, પુલક, મુખની વિવર્ણતા, અને સ્વરભેદ વગેરે અનુભાવોથી એ ભજવાય છે

—સ્તંભ સ્વેદ ગદ્ગદ રોમાચ વેપથુ સ્વરભેદ વિવર્ણતા શંકા મોહ દીનતા આવેગ ચાપલ ત્રાસ અપસ્માર અને મરણ વગેરે એના વ્યભિચારી ભાવ (૬૯–૭૨)

(૭) બીભત્સ—એનો સ્થાયી ભાવ જુગુપ્સા

—એના વિભાવ : અહૃદ્ય અને અપ્રિયનું અવેક્ષણ, અનિષ્ટનાં શ્રવણ દર્શન અને પરિકીર્તન–એ વગેરે વિભાવોથી ખડો થાય છે

—એનો અભિનય : સર્વ અંગહારોથી મુખ અને નેત્રનું વિઘૂર્ણન, હૃદયનું ઉલ્લેખન, નિષ્ઠીવન (થૂંક-થૂંક), ઉદ્વેગ આદિ અનુભાવોથી એ ભજવાય છે.

—એના વ્યભિચારી ભાવ : અપસ્માર વેગ મોહ વ્યાધિ મરણ વગેરે (૭૩–૭૪)

આ. અભિનવગુપ્તની વાચનામાં એની ૮૧ મી કારિકા પછી નવમા શાંતરસનું લક્ષણ ઉમેરેલું જોવા મળે છે. આ. અભિનવગુપ્તના મનમાં પણ આ નવમા રસનું લક્ષણ પ્રક્ષિપ્ત હોય એવું જણાઇ આવે ખરું; જેમકે ટીકામાં એ લખે છે : *ये पुनर्नव रसा इति पठन्ति तन्मते शान्तस्वरूपमभिधीयते । અને એ પ્રમાણે ૮૨ મી કારિકામાં પહેલા–બીજા ચરણમાં ×एवमेते रसा ज्ञेयास्त्वष्टौ लक्षणलक्षिताः ને સ્થાને આ. અભિનવગુપ્તનો પાઠ ××एवं नवरसा दृष्टा नाट्यज्ञैर्लक्षणान्विताः છે.

**શાંત**—આ રસનો **સ્થાયી ભાવ** શમ છે, અને એ મોક્ષપ્રવર્તક છે.

—એના **વિભાવ :** તત્ત્વજ્ઞાન વૈરાગ્ય આશયશુદ્ધિ વગેરે **વિભાવોથી** વ્યક્ત થાય છે.

—એનો **અભિનય :** યમ નિયમ અધ્યાત્મ ધ્યાન ધારણા ઉપાસના સર્વભૂતદયા સંન્યાસવેશ વગેરે **અનુભાવોથી** ભજવાય છે.

—એના **વ્યભિચારી ભાવ :** નિર્વેદ સ્મૃતિ ધૃતિ આશ્રમ–શૌચ સ્તંભ રોમાંચ વગેરે.

જ્યાં દુઃખ નથી, સુખ નથી, દ્વેષ નથી, મત્સરે નથી, બધાં જ પ્રાણીઓ વિશે જે સમાન છે, ત્યાં શાંતરસ.

રતિ વગેરે ભાવો તો વિકાર છે, જ્યારે શાંત તો પ્રકૃતિ છે. વિકાર પ્રકૃતિમાંથી ઉત્પન્ન થઈ પ્રકૃતિમાં જ વિલીન થાય છે. પોતપોતાનું નિમિત્ત પામી શાંતમાંથી ભાવ પ્રવર્તિત થાય છે; અને નિમિત્ત પૂર્ણ થતાં એ શાંતમાં જ વિલીન થાય છે.

**નોંધ**—શાંત રસ નવમો શા માટે હોવો જોઇયે એ વિશે આ.

---

* જે લોકો પણ 'નવ રસ' એવું કહે છે તેમના મનમાં જે 'શાંત રસ' છે તેનું સ્વરૂપ કહેવામાં આવે છે.

× આ પ્રમાણે લક્ષણોથી બનાવવામાં આવેલા આઠ રસ જાણવા.

×× આ નાટ્યવેત્તાઓએ લક્ષણવાળા નવ રસ જોયા છે.

અભિનવગુપ્તે મોટો શાસ્ત્રાર્થ આપ્યો છે. આ વિષય 'અભિનવગુપ્ત' વિશેના ત્રીજા વ્યાખ્યાનમાં યથાસ્થાને આપવામાં આવ્યો છે.

રસ નાટ્યશાસ્ત્રકારે તો આઠ જ આપ્યા હતા એ કાલિદાસના સમયથી તો સ્પષ્ટ જ છે, કારણ કે કાલિદાસે તો 'વિક્રમોર્વશીય'માં ભરતનું નામ પાડીને એ નોધ્યું છે:

*मुनिना **भरतेन** यः प्रयोगो भवतीष्व**ष्टरसाश्रयः** प्रयुक्तः ।
ललिताभिनयं तमद्य भर्ता मरुतां द्रष्टुमनाः सलोकपालः ॥

અને નાટ્યશાસ્ત્રમાં આ છઠ્ઠા અધ્યાયના આરંભમાં જ્યાં વિષયાનુક્રમ આપ્યો છે ત્યાં રસોની નામસંખ્યામાં આઠ રસ જ છે:

×शृङ्गारहास्यकरुणरौद्रवीरभयानकाः ।
बीभत्साद्भुतसंज्ञौ चेत्य**ष्टौ** नाट्ये **रसाः** स्मृताः ॥ १५ ॥

દંડી 'કાવ્યાદર્શ'માં-××इह त्वष्टरसायत्ता रसवत्ता स्मृता गिराम् (૨-૨૯૨) આઠ રસ કહે છે, જ્યારે 'કાવ્યાલંકારસારસંગ્રહ'માં ઉદ્ભટ નાટ્યશાસ્ત્રની ઉપરની કારિકાનો ઉત્તરાર્ધ +*बीभत्साद्भुतशान्ताश्च **नव** नाट्ये **रसाः** स्मृता. એ પ્રમાણે આપે છે. (૪-૫)

શારદાતનય 'ભાવપ્રકાશન' (પૃ. ૪૬-૪૮) જણાવે છે કે વાસુકિએ આ નવમા શાંત રસનું ઉમેરણ કર્યું છે.

---

* ભરત મુનિએ આઠ રસના આશ્રયવાળો જે પ્રયોગ, હે અપ્સરાઓ, તમારે વિશે કરેલો તે લલિત અભિનયને આજે લોકપાલો સાથે મરુતોનો સ્વામી ઇંદ્ર જોવા માગે છે.

× શૃંગાર હાસ્ય કરુણ રૌદ્ર વીર ભયાનક બીભત્સ અને અદ્ભુત એ આઠ રસ નાટ્યમાં કહ્યા છે.

×× વાણીની આઠ રસના આશ્રયવાળી રસવત્તા કહેવામાં આવી છે.

+* બીભત્સ અદ્ભુત અને (વધારામાં) શાંત એ નવ રસ નાટ્યમાં કહ્યા છે.

ભાવોના ૩ પ્રકાર : ૮ સ્થાયી ભાવ, ૩૩ વ્યભિચારી ભાવ, અને ૮ સાત્વિક ભાવ. કાવ્યરસની અભિવ્યક્તિના કારણરૂપે રહેલા આ ૪૯ ભાવ છે. સામાન્ય ગુણોના યોગે આ ભાવોમાંથી રસોની ઉત્પત્તિ થાય છે.

જે અર્થ હૃદય સાથે એકરૂપ થાય છે તેનો ભાવ રસને ઉત્પન્ન કરે છે. અગ્નિ જેમ સૂકા લાકડામાં વ્યાપી જાય છે તે પ્રમાણે આ ભાવ શરીરમાં સર્વત્ર પ્રસરી જાય છે. (૭)

વારુ, એકબીજાના અર્થનો આશ્રય કરીને રહેલા અને વિભાવ અનુભાવથી વ્યક્ત થયેલા આ ઓગણપચાસ ભાવોથી સામાન્ય ગુણના યોગે રસોની નિષ્પત્તિ થતી હોય તો પછી આઠ સ્થાયી ભાવોથી રસતા બને છે એમ શા માટે કહેવામાં આવે છે ? જવાબમાં—

બે પ્રકારની વ્યક્તિઓ છે; એનાં લક્ષણ સરખાં છે : હાથ પગ પેટ વગેરે સૌ સરખું છે, બેઉ માણસ છે અને આપણે એને માણસ તરીકે સમજિયે છિયે, જ્યાં કુલ શીલ વિદ્યા કર્મ જ્ઞાન વિચક્ષણતાથી એક પ્રકારની વ્યક્તિઓ રાજાપણું પ્રાપ્ત કરે છે, બીજા અલ્પ બુદ્ધિવાળા એની વ્યક્તિઓના ચાકર બની રહે છે. એ જ પ્રમાણે વિભાવ અનુભાવ અને વ્યભિચારી ભાવો સ્થાયી ભાવોની પાછળ પાછળ દોરાઈને રહે છે; આમ એ વિભાવ વગેરે આશ્રય કરી રહ્યા છે અને સ્થાયી ભાવો સ્વામી-રૂપ થઈ રહેલા છે. એવા સ્થાયી રૂપ દેહમાં બીજા ભાવ ગૌણ સ્વરૂપે આવી રહેલા છે; ગૌણરૂપે રહીને પરિજનોની જેમ વ્યભિચારી ભાવ આશ્રયરૂપે રહેલા છે; જેમકે, બીજા પુરુષને ઘણો પરિવાર હોય જ્યાં એ રાજા ન કહેવાય, રાજા જ રાજા કહેવાય.

મનુષ્યોને જે પ્રમાણે રાજા, શિષ્યોને જે પ્રમાણે ગુરુ, તે જ પ્રમાણે સર્વ ભાવોને આ સ્થાયી ભાવ મહાન છે. (૮)

*અહીં આ ૪૯ વિભિન્ન ભાવોના વિભાવ અને અનુભાવોનું નિરૂપણ કરવામાં આવ્યું છે.*

## આઠ સ્થાયીભાવ

રતિ—આમોદાત્મક ભાવ

વિભાવ : ઋતુ, ફૂલ, અનુલેપન, આભરણ, પ્રિય જનનો વિરહ, પ્રિય જનનું અનુભવન, અપ્રતિકૂળતા

અનુભાવ : સ્મિત વચન, મધુર વચન, ભ્રૂક્ષેપ-કટાક્ષ વગેરે

હાસ—વિભાવ : પરચેષ્ટાનુકરણ, અસંબદ્ધ પ્રલાપ, મૂર્ખતા વગેરે

અનુભાવ : છ પ્રકારનાં સ્મિત હસિત વગેરે બેંદાની ચેષ્ટા

શોક—વિભાવ : ઇષ્ટજનવિયોગ વિભવનાશ વધ બંધન દુઃખાનુભવ વગેરે

અનુભાવ : અશ્રુપાત, વિલાપ, પરિદેવના, વિવર્ણતા, સ્વરભેદ, ગાત્રભ્રંશ, ભૂમિપાત, આક્રંદ, વિચેષ્ટા, દીર્ઘ નિઃશ્વાસ, જડતા, ઉન્માદ, મોહ, મરણ વગેરે

આનંદ આર્તિ અને ઈર્ષ્યા એ ત્રણમાંથી થયેલું રુદન આ ભાવમાં છે.

ક્રોધ—વિભાવ : આધર્ષણ આક્રોશ કલહ વિવાદ પ્રતિકૂળતા વગેરે

અનુભાવ : નાકનાં ફણસાંઓની ફુલાવ, ઉદ્ધત નયન, હોઠ કરડવા, લમણાં ફુલાવવાં એ વગેરે

ઉત્સાહ—વિભાવ : અવિષાદ શક્તિ ધૈર્ય શૌર્ય ત્યાગ વગેરે

અનુભાવ : ધૈર્ય, ત્યાગનો આરંભ, વિશારદતા વગેરે

ભય—વિભાવ : વડીલો અને રાજાનો અપરાધ, શૂન્ય આગાર, પૃથ્વી-પર્યટન, પર્વતદર્શન, તરછોડાટ, દુર્દિન, રાત્રિનો અંધકાર, ઘૂવડનો રાત્રિસંચાર અને એના અવાજનું શ્રવણ એ વગેરે

અનુભાવ : પ્રવેપન, ચરણ હૃદયનું કંપન, સ્તંભ, મુખશોષ, જિહ્વાનું ચાટવું, સ્વેદ, વેપથુ, દોડવું, બરાડવું વગેરે

જુગુપ્સા—વિભાવ : અહૃદ્ય શ્રવણ અને દર્શન વગેરે
અનુભાવ : સર્વાંગસ કોચન, થૂંકાથૂંક, મુખ મરડવું વગેરે

વિસ્મય—વિભાવ : માયા, ઇન્દ્રજાલ, મનુષ્ય ન કરી શકે તેવું કાર્ય વગેરે
અનુભાવ : નયનવિસ્તાર, અનિમિષ જોવું, ભવાનો વિક્ષેપ, રોમહર્ષ, સ્વેદ, વાહવાહનો પોકાર વગેરે (૯–૭૭)

## ૩૩ વ્યભિચારી ભાવો

આ ભાવોને વ્યભિચારી શા માટે કહે છે? જવાબમાં—રસોમાં અભિમુખ થઈને એના ધાત્વર્થ પ્રમાણે વાણી અંગ અને સત્ત્વથી અભિનય પામીને ફર્યા કરે છે તેથી વ્યભિચારી. દા ત સૂર્ય અમુક નક્ષત્ર, અમુક વારમાંથી પસાર થાય છે, એ નક્ષત્ર કે એ વારને હાથ પગથી વળગી રહેતો નથી—લોકો કહે છે કે સૂર્ય આ નક્ષત્રમાં કે આ વારમાં છે—તે જ પ્રમાણે વ્યભિચારી ભાવો તે તે રસમાં સ્પર્શ કર્યા વિના છાયા નાખીને ચાલ્યા જાય છે, સ્થિર ટકી રહેતા નથી

આ તેત્રીસે તેત્રીસ વ્યભિચારી ભાવોને પણ પોતાના વિભાવ અને અનુભાવ હોય છે નાટ્યશાસ્ત્રકારે એ પ્રત્યેકના વિભાવ અને અનુભાવ આપ્યા છે

નિર્વેદ ગ્લાનિ શંકા અસૂયા મદ શ્રમ આલસ્ય દૈન્ય ચિંતા મોહ સ્મૃતિ ધૃતિ વ્રીડા ચપલતા હર્ષ આવેગ જડતા ગર્વ વિષાદ ઉત્સુકતા નિદ્રા અપસ્માર સુપ્ત વિબોધ અમર્ષ અવહિત્થ ઉગ્રતા મતિ વ્યાધિ ઉન્માદ મરણ ત્રાસ અને તર્ક—આ ૩૬ વ્યભિચારી ભાવ (૨૮–૯૨)

## આઠ સાત્ત્વિક ભાવ

વારુ, બીજા ભાવો સત્ત્વ વિનાના હતા, આ ભાવો સત્ત્વવાળા છે, માટે સાત્ત્વિક કહેવાય છે? જવાબમાં—

અહીં 'સત્ત્વ' એટલે મનમાંથી જન્મ પામેલું,—મનની સમાહિતિ—

એકાગ્રસ્થિતિમાંથી એ ઉત્પન્ન થાય છે. મનની એકાગ્રસ્થિતિથી સત્ત્વ પ્રાપ્ત થાય છે. સ્તંભ સ્વેદ રોમાંચ અશ્રુ વિવર્ણતા વગેરે જે છે તે મનની સમાહિતિ ન હોય તો થઈ શકે નહિ. દુઃખનો અનુભવ દુઃખ ન હોય તેવા માણસને ક્યાંથી થાય અને સુખનો અનુભવ દુખિયાને કેવી રીતે થાય? આમ સત્ત્વની એને અપેક્ષા હોવાથી આ ભાવો સાત્ત્વિક કહેવાય છે. આનું સત્ત્વ એ કે જે માણસ ન દુઃખી હોય, ન સુખી હોય, છતાં દુઃખને જોઈને દુઃખનો અનુભવ કરે, સુખને જોઈને સુખનો અનુભવ કરે.

સ્તંભ સ્વેદ રોમાંચ સ્વરભેદ વેપથુ વિવર્ણતા અશ્રુ અને પ્રલય આ સાત્ત્વિક ભાવ છે.

[ આ કેવી રીતે વ્યક્ત થાય છે એ આ પછી બતાવ્યું છે.] (૯૩–૧૦૫)

[ ૧૦૬ થી ૧૧૬ સુધીમાં જુદા જુદા રસોમાં કયા વ્યભિચારી ભાવો ઉપયોગમાં આવે છે એ બતાવવામાં આવ્યું છે. ]

પ્રયોગમાં માત્ર એક જ રસ હોય તેવું કાવ્ય હોઈ શકે નહિ. ભાવ હોય કે રસ હોય, પ્રવૃત્તિ હોય કે વૃત્તિ, એ બધાં સાથે મળી પછી જેનું પ્રાધાન્ય અનુભવવામાં આવે છે તે સ્થાયી રસ, અને બીજા રસ ક્ષણજીવી–સંચારી થાય (૧૧૭–૧૧૮)

અંગ અને વસ્તુનો આશ્રય કરી રહેલો, વિભાવ અને અનુભવવાળો અને વ્યભિચારી ભાવોથી જોડાયેલો જે સ્થાયી ભાવ તે રસ. સત્ત્વના અતિરેક સાથે પ્રયોગ કરનારાઓએ સ્થાયીનો પ્રયોગ કરવો. (૧૧૯–૧૨૧)

**નોંધ**—સ્થાયી ભાવો વિભાવ, અનુભાવ, વ્યભિચારી ભાવો અને સાત્ત્વિક ભાવોની સહાયથી કથાવસ્તુ કે નાટ્યવસ્તુમાં બીજા ક્ષણિક અને સહાયક રસોના સાહચર્યથી જીવાતુભૂત બની તે તે રસનો પ્રેક્ષકોને યા શ્રોતાઓને સાધારણીકરણ દ્વારા આસ્વાદ લેવરાવી તાદાત્મ્યનો અનુભવ કરાવે છે. આ અધ્યાયમાં એનો ખ્યાલ આપવામાં આવ્યો છે.

અધ્યાય ૮—આ આઠમા અધ્યાયમાં ઋષિઓ, યથાક્રમ ભાવ અને રસોનુ સમુત્થાન સાંભળ્યા પછી, નાટ્યમાં કેટલા પ્રકારનો અભિનય છે–અને કયો અભિનય કયાં કેવી રીતે કરવો–જે જાણવા માગતાં ભરતે ચાર અભિનયની વાત કહેવા માંડી. (૧–૪)

અભિનય એટલે શુ ? જવાબમાં—નાટ્યના મુખ્ય અર્થ તરફ લઈ જાય છે માટે એ અભિનય. પ્રયોગ દ્વારા શાખા–અંગ–ઉપાંગોની સાથે રહી અનેક પ્રકારના અર્થોની વિભાવના કરે છે માટે એ અભિનય. અભિનયના આંગિક વાચિક આહાર્ય અને સાત્ત્વિક એવા ચાર ભેદ છે. આમાંનો સાત્ત્વિક આ પૂર્વે (૭ મા અધ્યાયના અંતભાગમાં) કહેવાયો છે. અહીં આંગિક અભિનય કહેવામાં આવે છે. (૫–૧૦)

આંગિક અભિનયના ૩ ભેદ છે: શારીર, મુખજ, અને શાખા–અંગ–ઉપાંગસંયુક્ત ચેષ્ટાકૃત. (૧૧)

આ પછી અભિનયની વસ્તુઓ–અંગો ઉપાંગો શાખા નૃત્ત અને અંકુર. આમાં આંગિક એ શાખા, સૂચના એ અંકુર, કરણ આશ્રયવાળું અંગહારોમાંથી ઊભું થાય તે નૃત્ત સમજવાં. (આ શારીર અભિનય.) (૧૨–૧૫)

મુખજ આંગિક અભિનયમાં શિર એ પ્રથમ છે. એમાં અકંપિતથી પરિલોલિત સુધીનાં ૧૩ કાર્ય છે. (૧૬–૩૭)

આ પછી કાંતા ભયાનકા હાસ્યા કરુણા અદ્ભુતા રૌદ્રા વીરા અને બીભત્સા એવી આઠ રસદૃષ્ટિ છે. (૩૮)

સ્નિગ્ધા હૃષ્ટા દીના ક્રુદ્ધા દૃપ્તા ભયાન્વિતા જુગુપ્સિતા અને વિસ્મિતા એ સ્થાયી ભાવોની ૮ દૃષ્ટિ છે. (૩૯)

આ સિવાય શૂન્યાથી લઈ મદિરા સુધીની બીજી ૨૦ દૃષ્ટિ થઈ–આમ ૩૬ પ્રકારની દૃષ્ટિઓ છે. (૪૦–૪૨)

અહીંથી (૪૪–૫૧ સુધીમાં) આઠ રસોની દૃષ્ટિઓ, (૫૩–૬૦

સુધીમાં ) સ્થાયી ભાવોની દષ્ટિઓ, ( ૬૨–૮૧ સુધીમાં ) શૂન્યાદિ મદિરા સુધીની ૨૦ દષ્ટિનાં લક્ષણ મળે છે.

અહીંથી જુદા જુદા વ્યભિચારી ભાવોમાં રહેલી દષ્ટિઓ બતાવી ( ૮૩–૯૨ ), દષ્ટિઓનાં કર્મ અને લક્ષણ ( ૯૩–૯૬માં ) બતાવ્યાં છે.

એ પછી દષ્ટિકર્મોનો રસો અને ભાવોમાં વિનિયોગ (૯૭–૧૦૦), દર્શનના પ્રકાર ( ૧૦૧–૧૦૫ ), તારાપુટ–કર્મોનાં નામ અને એઓનો રસમાં વિનિયોગ ( ૧૦૬–૧૧૩ ), ભમાંનાં કર્મના નામ અને રસભાવ-પ્રયોજન ( ૧૧૪–૧૨૩ ), નાસાકર્મ ( ૧૨૪–૧૨૯ ), ગંડના છ ભેદ અને એનાં લક્ષણ ( ૧૩૦–૧૩૪ ), હોઠનું લક્ષણ અને ભાવોમાં એનો વિનિયોગ ( ૧૩૫–૧૪૦ ), ચિબુકનાં કર્મનાં લક્ષણ અને વિનિયોગ ( ૧૪૧–૧૪૬ ), મોઢામાંનાં કર્મ ( ૧૪૭–૧૫૪ ), મુખરાગ અને એના ભેદ ( ૧૫૫–૧૬૩ ) અને પછી ગ્રીવાનાં કર્મ–વિનિયોગથી બતાવાયાં છે. ( ૧૬૪–૧૭૨ )

**અધ્યાય ૯**—આ નવમા અધ્યાયમાં હાથ છાતી પડખાં જઠર કેડ જંઘા સાથળ ને પગના અભિનયનાં લક્ષણ આપવામાં આવ્યાં છે (૧–૩)

હસ્તના બે પ્રકાર : અસયુત અને સંયુત. એમાં અસંયુત હસ્તના પતાક હસ્તથી લઇ તામ્રમૂક સુધીના ૨૪ ભેદ છે, જ્યારે સંયુત હસ્તના અંજલિથી વર્ધમાન સુધીના ૧૩ ભેદ છે. ( ૪–૧૫૦ )

આ પછી હસ્તના અભિનયનો વિધિ ( ૧૫૧–૧૫૫ ), હસ્તનાં કર્મ ( ૧૫૬–૧૫૯ ), ત્રણ પ્રકારનો હસ્તપ્રચાર ( ૧૬૦ ), જ્યેષ્ઠ મધ્યમ અને અધમોને વિશે હસ્તપ્રચારનો વિધિ ( ૧૬૩–૧૭૦ ), ઉત્તાન, અધરતલ તિર્યક્ ઊર્ધ્વમુખ અને અધોમુખ એવો નાટ્ય અને નૃત્તમાં પાંચ પ્રકારનો હસ્તપ્રચાર ( ૧૭૧–૧૭૨ ), આ પછી–ચતુરસ્રથી લઇ વલિત સુધીના નૃત્તનો આશ્રય કરી પ્રયોજાતા હસ્ત ( ૧૭૩–૧૯૭ ), હસ્તોનું ચાર પ્રકારનું કરણ ( ૧૯૮–૧૯૯ ) અને દસ પ્રકારના બાહુ આપવામાં આવ્યા છે. ( ૨૦૫–૨૦૬ )

કાવ્યમાળાની અને વડોદરાની વાચનામાં અહીં અધ્યાય જુદો નથી પાડ્યો.

**અધ્યાય ૧૦**—દસમા અધ્યાયમાં શરીરના અભિનયને અંગે પ્રથમ પાચ પ્રકારનું ઉર( છાતી ) ( ૧–૯ ), પાચ પ્રકારનું પાર્શ્વ( પડખું ) ( ૧૧–૧૫ ), પાર્શ્વના કર્મ ( ૧૬–૧૭ ), ત્રણ પ્રકારનું જઠર અને એનાં કર્મ ( ૧૮–૨૦ ), પાંચ પ્રકારની કટી( કેડ ), એનાં કર્મ અને વિનિયોગ ( ૨૧–૩૦ ), પાંચ પ્રકારનો ઊરુકર્મ, ઊરુકર્મનો રસો અને ભાવોમાં વિનિયોગ ( ૩૦–૩૩ ), પાંચ પ્રકારનું જંઘાકર્મ અને એનો રસો અને ભાવોમાં વિનિયોગ ( ૩૪–૪૦ ), પાંચ પ્રકારના પાદ ( પગ ) ( ૪૧–૫૦ ), ઉત્ક્ષિપ્ત પાર્ષ્ણિ( પાની )નું લક્ષણ ( ૫૧ ), સૂચિપાદનું લક્ષણ ( ૫૨ ) અને પાદ અને ઊરુના સમાન કરણથી પાદચારી વિશે કહેવામાં આવ્યું છે. ( ૫૩–૫૫ )

**અધ્યાય ૧૧**—અગિયારમા અધ્યાયમાં પાદ જંઘા ઊરુ અને કટીના સમાન કરણથી જે **ચારી** થાય છે તેને વિશે કહેવામાં આવ્યું છે. ચારીમાં બેઉ બાજુ અંગોને વિસ્તારવાનાં હોઈ જે ક્રિયા થાય છે તેને વ્યાયામ કહે છે. જેમાં એક પગનો પ્રકાર હોય તે ચારી અને બે પગનો પ્રચાર હોય તે કરણ. કરણોના સમાયોગથી ખંડ થાય છે, અને ત્રણ કે ચાર ખંડોથી મંડલ થાય છે. ( ૧–૪ )

નૃત્તમાં ચારી, ચેષ્ટામાં ચારી, શસ્ત્ર ફેંકવામાં ચારી, યુદ્ધમાં પણ ચારી. જે નાટ્ય છે તે ચારીઓથી નામ પામે છે. ચારી વિના નાટ્યમાં એક પણ અંગ શક્ય નથી. ( ૫–૬ )

આમ સર્વત્ર ચારીની નિયામકતા હોઈને એના ભેદ બતાવવામાં આવે છે. ચારીના **ભૌમી** અને **આકાશી** એવા બે ભેદ છે. (૭–૧૩)

આમાંથી ભૌમી ચારીના સમપાદાથી લઈ મત્તલ્લી સુધીના ૧૭ ભેદ છે. ( ૧૪–૨૯ ), જ્યારે આકાશી ચારીના અતિક્રાંતાથી ભ્રમરી સુધીના ૧૪ ભેદ છે. ( ૩૦–૪૩ )

એ પછી ચારીનો વિધિ ( ૪૪–૪૮ ) અને ૭ સ્થાન : ૧ વૈષ્ણુવસ્થાન અને એનો વિનિયોગ, એ રીતે ૨ સમપાદસ્થાન, ૩ વૈશાખસ્થાન, ૪ મંડલસ્થાન, ૫ આલીનસ્થાન અને ૬ પ્રત્યાલીઢસ્થાન બતાવવામાં આવ્યાં છે. ( ૪૯–૭૦ )

આ પછી શસ્ત્રમોક્ષ( હથિયાર ફેંકવા )માં રહેલા ચાર ન્યાય અને 'ન્યાય' શબ્દની ભારત સાત્વત વાર્ષગણ્ય અને કૈશિકની આપેલી નિરુક્તિ બતાવવામાં આવી છે, અને પછી નાટયમાં શસ્ત્રોનો પ્રયોગ-વિધિ કહ્યો છે. ( ૭૧–૮૭ )

આ પછી સૌષ્ઠવાંગનું લક્ષણુ, ચતુરસ્ર અંગ, ધનુષનુ ૪ પ્રકારનું કરણુ અને વ્યાયામવિધિ ( ૮૮–૧૦૦ ) આપવામાં આવ્યાં છે

**અધ્યાય ૧૨**—બારમા અધ્યાયમાં ચારીના સંયોગથી થયેલા મંડળો વિશે કહેવામાં આવે છે. એમાં પ્રથમ આકાશગામી મંડળોના અતિક્રાંતથી લઈ ક્રાંત સુધીના ૧૦ ભેદ અને પછી ભૌમ મંડળોના ભ્રમરથી લઈ સમ સુધીના ૧૦ ભેદ આપી મંડળના પ્રયોગનો વિધિ સ્પષ્ટ કરવામાં આવ્યો છે. ( ૧–૫૭ )

**અધ્યાય ૧૩**—આ તેરમો અધ્યાય ગતિપ્રચારનો છે

પ્રથમ ઉપવહન ભાંડવાદ્યની સાથે કર્યા પછી યથામાર્ગ અને યથારસ પ્રકૃતિઓનો પ્રવેશ કરાવવાનો છે. ધ્રુવા પ્રવૃત્ત કરવામાં આવે અને પટ ખેંચી લેવામાં આવે એટલે પાત્રોનો પ્રવેશ કરાવવો. ત્યારપછી વૈષ્ણવસ્થાન કરી અંગોની જુદી જુદી ચારીઓ વગેરે પ્રયોજી પાદોત્ક્ષેપમાં કલા-તાલ-લયનો વિધિ કરવો અને પછી સ્વચ્છંદગમનમાં ગતિપ્રચારનો પ્રયોગ સાધવો. ( ૧–૨૪ )

નાટ્ય-નૃત્ત ક્રિયા ને વિશે દિવ્ય, દિવ્ય માનુષી અને માનુષી આ ત્રણુ પ્રકૃતિ છે. મનુષ્યો અને રાજાઓની દેવગતિ કરવામાં આવે એમાં દોષ નથી. ( ૨૫–૨૮ )

અવસ્થાંતરમાં ઉત્તમ મધ્યમ અને અધમ પ્રકૃતિઓનો ગતિપ્રકાર

સૂચવી શૃંગાર રૌદ્ર બીભત્સ વીર હાસ્ય અને કરુણ રસમાંનો ગતિપ્રકાર કહ્યો છે. (૨૯-૬૫)

આ પછી શીતાભિનય અને ભયાનક રસમાં ગતિનો પ્રકાર, વણિક અને સચિવોની ગતિ, ઉત્તમલિંગી( સંન્યાસી )ઓની ગતિ, પાશુપતોની ગતિ, સ્પંદનગતિ, આકાશગમનમાંની ગતિ, આકાશમાંથી પડનાની ગતિ, આરોહ અને અવતરણની ગતિ–પછી પાણીમાં તણાનાની, વહાણમાં બેઠેલાની, અશ્વયાનમાંની, વનેચરની, વિટની, કંચુકીની, અવૃદ્ધની, વૃદ્ધની, કૃશની, વ્યાધિગ્રસ્તની, દૂર મુસાફરીએ ગયેલાની, સ્થૂલની, મત્તની, ઉન્મત્તની, એ પછી લંગડો, પાંગળો, વામન, વિદૂષક, નીચ લોકો, મ્લેચ્છો, પક્ષીઓ આદિક, સિંહ આદિક, યુવાન નારીઓ, મોટાંઓ, નોકર–ચાકરો, અર્ધનારી, સ્ત્રી અને કાપુરુષો, નપુંસક–આ બધાની ગતિ આપવામાં આવી છે. (૬૬-૧૮૬)

અભિનયમાં પુરુષ સ્ત્રીનો અને સ્ત્રી પુરુષનો અભિનય તે તેના ભાવાદિક પોતામાં લાવીને કરી શકે છે. (૧૮૭-૧૯૦)

પુલિંદ શબર વગેરે જાતિઓની સ્ત્રીઓનો અભિનય પણ તે તે જાતિઓને હૂબહૂ થાય તેવો કરવો. (૧૯૦-૧૯૧)

નારીઓ જ્યારે સ્વસ્થ હોય ત્યારે સમપાદનો પ્રયોગ કરવો. જે અંગહારો ઉદ્ધત છે, એવા ચારીઓ અને મંડળો છે તે સ્ત્રીની પાસે નાટ્યપ્રયોગ જાણનારાઓએ કરાવવાં જોઈએ નહિ. (૧૯૨-૧૯૩)

આ પછી પુરુષો અને સ્ત્રીઓનો આસનવિધિ સ્પષ્ટ કરવામાં આવ્યો છે. (૧૯૬-૨૨૬)

**અધ્યાય ૧૪**—આ પૂર્વે ત્રણ પ્રકારના નાટ્યમંડપ (અધ્યાય ૨ જામાં) કહેવામાં આવ્યા તેના વિભાગ જાણી કક્ષાની વ્યવસ્થા કરવી. (૧)

અગાઉ જે નેપથ્યગૃહનાં બે બારની વાત કરવામાં આવી છે તે બે બાર વચ્ચે, પ્રયોગ કરનારાઓએ ભાંડ વાદ્યની વ્યવસ્થા કરવી. રંગપીઠ ઉપર જે પ્રમાણે ફરવાનું થાય તે પ્રમાણે કક્ષાઓના વિભાગ કરવા

જોઈએ. નટ રંગપીઠ ઉપર જે પ્રમાણે ફરવાનો હોય તે પ્રમાણે કેટલીક બીજી એ પ્રમાણે કક્ષા કરવી. કક્ષાના વિભાગ કરવામાં ગૃહો, નગરો, ઉદ્યાનો, આરામો સરિતના પ્રદેશ, ગામ, જંગલ, પૃથ્વી, સાગર, સચરાચર ત્રૈલોક્ય, મુલકો, સાત દ્વીપો, વિવિધ પર્વતો, આકાશ, ભૂમિલોક, રસાતલ, દૈત્યોનો પ્રદેશ–ઘરો, વનો, સાત સમુદ્રો, મુલકો, પર્વતો–જ્યાં જ્યાં વાતનો પ્રસંગ હોય તે તેની કક્ષા યોજવી. બહારનું, વચલા ભાગનું કે અંદરનું તેમ દૂરનું, નજીકનું–જ્યાં જેમ જોઈએ તેમ પ્રયોજવું. જેઓ રંગપીઠ ઉપર પ્રથમ દાખલ થયા હોય તે અંદરની કક્ષામાં અને જેઓ પાછળથી આવ્યા હોય તે બહારની કક્ષામાં છે એમ ગણવું. એમને મળવા માટે થઈને જે રંગમંડળમાં પ્રવેશ કરતો હોય તેણે દક્ષિણ દિશા તરફ–યા જમણી બાજુ રહીને પોતા વિશે કહેવું. કોઈ કાર્યને લઈ રંગપીઠ ઉપરથી ચાલ્યા જવાનું હોય ત્યારે જે માર્ગે પોતે પ્રવેશ કર્યો હોય તે માર્ગે જ એણે નીકળી જવું. નીકળ્યા પછી કોઈ હેતુએ પાછું પ્રવેશ કરવાનું થાય તો જે માર્ગે બીજાઓએ પ્રવેશ કરેલો હોય તે માર્ગે એણે નીકળી જવું. અથવા હેતુપુરઃસર એવા અન્ય પુરુષ સાથે નીકળવાનું થાય તો પ્રવેશ કરતી વખતે ત્યાંથી જ પોતે એકલો યા તો પેલાની સાથે રહીને પ્રવેશ કરે. એ બેઉ જ્યારે પ્રવેશ કરતા હોય ત્યારે એમને માટે બીજી કક્ષા બનાવવી. અને રંગપીઠ ઉપર ફરવાનું થાય તો એ પ્રમાણે કક્ષા બદલાતી રહે. (૨–૧૪)

સરખા દરજ્જાના પુરુષો હોય ત્યારે રંગપીઠ ઉપર સાથે ચાલવું. ઊતરતા દરજ્જાના હોય તો એવા ઊતરતા દરજ્જાના પુરુષોથી પેરાફેરે ચાલવું. જો આગળ ચાલતી હોય તો એ દાસીઓ છે એમ જાણવું. (૧૫)

બહુ ફરવામાં આવે તો એટલા ઉપરથી દૂર સુધી જવાયું એમ માનવું. એ સિદ્ધાંતે અમુક હદ પર્યંતનું કે નજીકનું સ્થાન થયું એમ માનવું. (૧૬)

જ્યારે દિવ્ય પાત્રોનું નગર વન સાગર પર્વત દ્વીપ મુલક વગેરેમાં

જવાનું બનાવવાનું હોય ત્યારે આકાશયાન, માયા, અથવા એવા આશ્રયની બીજી ભિન્ન ભિન્ન ક્રિયાઓથી બતાવવું; પરંતુ જ્યારે ગુપ્તવેશે હોય ત્યારે જમીન ઉપર ચાલવું કે જેથી મનુષ્યોની જેમ એમને જોઈ શકાય (૧૭–૧૯)

ભારત હૈમ હરિવર્ષ ઇલાવૃત રમ્ય કિંપુરુષ ઉત્તરકુરુ એ વગેરેમાં દિવ્ય પાત્રોનું હરવું ફરવું સૂચવાય, પણ મનુષ્યપાત્રનું માત્ર ભારતમાં જ. (૨૦–૨૧)

દેશકાળને વશ થઈને જો દૂર દેશાવર જવાનું થાય તો ત્યાં અંક પૂર્ણ કરવો અને પછી પ્રવેશકમાં એનો નિર્દેશ કરવો. કેટલીક માર્ગ આપ્યા છે એ પ્રમાણે બનાવી ત્યાં કાર્યલાભનું સૂચન કરવું. જો કાર્યલાભ ન થયો હોય તો–ત્યાં અંકચ્છેદ લાવવો. એક જ અંકમાં ક્ષણ મુહૂર્ત પહોર યા દિવસ નાટકમાં બતાવવાનાં હોય તો 'બીજ'ને અનુસરી કરવાં. અંક પૂર્ણ થાય ત્યા માસ કે વર્ષની અવધિ આવી શકે; એક વર્ષથી વધુ સમય બતાવવાનો હોય તો એ એક જ અંકમાં બનાવવો નહિ આ પ્રમાણે ભારતવર્ષમાં કક્ષાવિભાગ કરવો. (૨૨–૨૬)

આના પછી ભારત સિવાયના ખંડોમાં કક્ષાવિભાગ કેવી રીતે કરવો એ બતાવવામાં આવ્યું છે. (૨૭–૩૫)

આ પછી નાટ્યપ્રયોગ પ્રમાણે આવંતી દાક્ષિણાત્યા પાંચાલી અને ઔડ્રમાગધી એમ ચાર પ્રકારની પ્રવૃત્તિ કહેવામા આવી છે. (૩૬)

પ્રવૃત્તિ એટલે શું ? જવાબમાં—

પૃથ્વી ઉપર અનેક પ્રકારનાં દેશ વેશ ભાષા આચાર વગેરે છે તે સર્વનો ત્યાં ત્યાંનો પ્રકાર રજૂ કરી આપે છે માટે એ પ્રવૃત્તિ આ પ્રવૃત્તિઓ અને ભારતી–સાત્વતી–કૈશિકી–આરભટી એ ચાર વૃત્તિઓનો ઉપયોગ માહિતી માટે છે. એ વૃત્તિઓમાંથી પ્રવૃત્તિઓ વિકસતી હોઈ એમાંથી આખો નાટ્યપ્રયોગ ખડો થાય છે. દા. ત. દાક્ષિણાત્ય લોકો

અનેક પ્રકારનાં નૃત્ત ગીત વાદ્ય સંગીત અને કૈશિકીવૃત્તિનો પ્રયોગ પસંદ કરે છે. (અહીં દાક્ષિણાત્ય પ્રદેશોની યાદી આપવામાં આવી છે) (૩૭–૩૯)

આ પછી આવંતીના પ્રદેશ (૪૦–૪૨), ઔડ્રમાગધીના પ્રદેશ (૪૩–૪૬) અને પાંચાલીના પ્રદેશ (૪૭–૪૯)ની યાદી આપવામાં આવી છે.

જ્યારે આવંતી અને દાક્ષિણાત્યા પ્રવૃત્તિનો પ્રયોગ કરવાનો હોય ત્યારે રંગપીઠ ઉપર આવવામાં ડાબી બાજુના બારનો ઉપયોગ કરવો: પાંચાલી અને ઔડ્રમાગધીને સમયે જમણી બાજુના બારનો ઉપયોગ કરવો. આમ છતાં મુખ્ય દેશ અર્થયુક્તિ અને કાર્યને જોઈ એકીસાથે પણ આ પ્રવૃત્તિઓ યોજી શકાય. બાકી, જે જે દેશમા જે જે પ્રવૃત્તિઓ કહેલી છે ત્યાં ત્યાં તે તે વૃત્તિવાળાં રૂપ પ્રયોજવાં. ગાન વગેરેના પ્રસંગમાં એ બધી એકરૂપ પણ થઈ જાય. વૃત્તિની બહુલતા જોઈ જે સમયે જેમ કરવું યોગ્ય લાગે તેમ કરવામાં પણ બાધ નથી. (૫૦–૫૬)

નાટ્યનો સુકુમાર અને આવિદ્ધ (કઠ્ઠ) એવો બે જાતનો પ્રયોગ છે. આવિદ્ધ પ્રયોગ સમયે છેદન ભેદન યુદ્ધ માયા ઈંદ્રજાલ એ વગેરેની નેપથ્યની સહાયથી રજૂઆત થાય. જેમાં પુરુષો અનેક હોય પણ સ્ત્રીઓ જૂજ હોય અને સાત્વતી તેમજ આરભટી વૃત્તિનો આશ્રય લીધો હોય તેવો પ્રયોગ તે આવિદ્ધ. ડિમ સમવકાર વ્યાયોગ અને ઈહામૃગ આ ચાર નાટ્યભેદ આવિદ્ધ પ્રકારમા સમાવેશ પામે છે. દૈત્ય, દાનવ, રાક્ષસ, શૌર્ય વીર્ય અને બલવાળા ઉદ્ધત પુરુષોથી આ પ્રયોગ વ્યક્ત થાય છે. (૫૭–૬૧)

નાટક પ્રકરણ ભાણ વીથી અને અંગ આ નાટ્યપ્રયોગ સુકુમાર છે–અને એનાં પાત્ર માનવ જ હોય છે. (૬૨)

(અહીં ૬૦ થી ૬૪ સુધીના પાંચ શ્લોક પ્રક્ષિપ્ત જણાય છે. શ્રી. મનમોહન ઘોષે એ સ્વીકાર્યા નથી. એમાં રંગમંડપની દિશાઓ વગેરેનો ખ્યાલ આપવામાં આવ્યો છે.)

ધર્મી બે પ્રકારની કહેવામાં આવી છે: લૌકિકી અને નાટ્યધર્મી. જે તદ્દન લોકસ્વભાવને અનુગત હોય, જેમાં અંગલીલા નથી અને જેમાં અનેક પ્રકારનાં સ્ત્રીપુરુષો રહ્યાં છે તેવી ધર્મી (*practice*) તે લોકધર્મી. એનાથી જુદા પ્રકારની–જેમાં નાટ્યનાં બધાં જ શાસ્ત્રીય વિધાનોનો યથાવત્ સાભિનય પ્રયોગ કરવામાં આવે તે નાટ્યધર્મી. (૬૫–૭૯)

નાટ્ય હમેશાં નાટ્યધર્મીની રીતે પ્રવૃત્ત હોય તેવું જ પ્રયોજવામાં આવે છે. જેમાં અંગોનો કોઈ અભિનય નથી તેને નાટ્ય જ ન કહી શકાય. (૮૦)

બધાં મનુષ્યોમાં સ્વાભાવિક અંગાદિ ચેષ્ટાઓ હોય છે. એ બધી ચેષ્ટાઓનું આવશ્યક્તા પ્રમાણે અનુકરણ સાધી નાટ્યપ્રયોગ કરવામાં આવે છે. (૮૧)

**નોંધ**—આ ૧૪ મો અધ્યાય રંગપીઠ ઉપરની વિવિધ કક્ષાઓ પ્રવૃત્તિઓ અને વૃત્તિઓને કારણે મહત્ત્વનો છે. બીજા અધ્યાયના અનુસંધાનમાં આ વાંચવામાં આવે તો એક સળંગ ક્રમ આખો આંખ સમક્ષ ખડો થઈ શકે.

અધ્યાય **૧૫**—આ પંદરમા અધ્યાયમાં વાચિક અભિનય કહેવામાં આવ્યો છે.

વાણીને વિશે યત્ન કરવો જોઈએ, કેમકે વાણી નાટ્યનો દેહ છે. અંગચેષ્ટા વેશભૂષા અને સત્ત્વથી વાક્યાર્થ વ્યક્ત થાય છે. બધાં શાસ્ત્ર વાણીમય છે અને એઓની વાણીમાં સ્થિતિ છે, તેથી જ વાણીથી પર બીજું કાંઈ નથી; બધાંનું કારણ વાણી છે. (૨–૩)

નામ ક્રિયાપદ અવ્યય ઉપસર્ગ સમાસ તદ્ધિત સંધિ અને વિભક્તિઓનો વાચિક અભિનયને સંબંધ છે. પાઠ્ય બે પ્રકારનું છે: સંસ્કૃત અને પ્રાકૃત. એનો વિભાગ અહીં એક પછી એક એ રીતે કહેવામાં આવશે (૪–૬)

નાટ્યશાસ્ત્રમાં અહીં આ પછી સ્વરો વ્યંજનો સંધિ નામ

આખ્યાત ઉપસર્ગ નિપાત અને સમાસનો અતિ ટૂંકાણમાં પરિચય આપવામાં આવ્યો છે. (૭–૩૨½)

વિસ્તારવાળા અને વ્યંજનાર્થવાળા આ શબ્દોની મદદથી વૃત્તનિબંધ (પદ્ય) અને ચૂર્ણ (ગદ્ય) એમ બે પ્રકારની પદરચના કરવામાં આવે. એકનું એક પદ વિભાગ પ્રમાણે વૃત્તનિબંધમાં પણ આવે ને ચૂર્ણરૂપમાં પણ આવે. જેમાં અક્ષરોની સંખ્યાનું કાંઈ બંધન નથી, જેમાં કોઈ માપ નથી, તેવું અર્થપૂર્ણ પદવૃંદ તેને ચૂર્ણપદ (ગદ્યલેખન) કહે છે. જેમાં ચોક્કસ માપ પ્રમાણે અક્ષરો છે, જેમાં પદોની સ્પષ્ટતા છે, અમુક ચોક્કસ સંખ્યામાં અક્ષર હોવાનું નિશ્ચિત છે, તેવું એ નિબદ્ધ પદ છે. આ પ્રમાણે વર્ણોથી શોભીતાં અનેક અર્થવાળાં ચાર પદો-(ચરણો)થી વૃત્ત બને છે, જેનું બીજું નામ 'છન્દસ્' છે. આ છંદોની સંખ્યા ૨૬ છે. એના સમ અર્ધસમ અને વિષમ એવા ભેદ છે. (૩૩–૩૯)

આ પછી છંદ અને શબ્દનો સંબંધ (૪૦), એક અક્ષરના છંદથી લઈ ૨૬ અક્ષરના છંદ સુધીની ઉક્તાથી લઇ ઉત્કૃતિ સુધી છંદઃસંજ્ઞાઓ (૪૧–૪૬½), આ ઉપરાંતના અક્ષરો જેમાં હોય તે માલાવૃત્ત (૪૭), સંપદ્, વિરામ, પાદ, દૈવત, સ્થાન, અક્ષર, વર્ણ, સ્વર–આનાં લક્ષણ (૪૮–૫૪), વિહત્ અને સ્વરાટ્નું લક્ષણ (૫૫–૫૮), છંદોના પ્રસ્તારની સંખ્યા (૫૮–૮૪), છંદોગત આઠ ગુણોનું સ્વરૂપ (૮૪–૮૮), લઘુગુરુનો વિભાગ અને યતિ (૮૯–૯૦), વૃત્તના ત્રણ ગણ–દિવ્ય, દિવ્યનર અને દિવ્યમાનુષ (૯૧–૯૫), ગાયત્રી વગેરે વૃત્તોનો અક્ષર-વિન્યાસ (૯૬–૧૦૧), અને પ્રસ્તારવિધિ (૧૦૨–૧૧૪) અને નષ્ટ તથા ઉદ્દિષ્ટ (૧૧૪–૧૧૮) આપવામાં આવ્યાં છે.

**નોંધ**—આ અધ્યાયમાં પ્રસ્તારાદિક વગેરે જેનાં પ્રમાણમાં ખૂબ મોડેથી આની રચના થઈ હોય. ઘ વાચનામાં આ એક જ પ્રતમાં મળે છે. ૧૬ મા અધ્યાયમાં છંદોનાં લક્ષણ ગુરુ–લઘુમાં આપવામાં આવ્યાં છે;

જતાં ૧૫ મા અધ્યાયમાં મગણ્ વગેરે આઠ ગણોનાં પણ લક્ષણ આપ્યાં છે. ૧૬ મા અધ્યાયમાં થ વાચના પ્રમાણે અપાયેલાં છંદોલક્ષણમાં ગણોનો ઉપયોગ છે.

અધ્યાય ૧૬—આ અધ્યાયમાં तनुमध्या થી લઇ भुजङ्गविजृम्भित સુધીનાં ૫૧ સમપાદ વૃત્તોનાં લક્ષણ અને લક્ષ્ય આપ્યાં છે (૧–૧૧૧). એ પછી દંડક (૧૧૨–૧૧૩), વિષમ–અર્ધસમ વૃત્તો (૧૧૪–૧૧૯), અનુષ્ટુભ પ્રકારમાં નિયામક પથ્યાઓ–વિપરીત, વિપુલા–એ બેઉ સાથે (૧૨૦–૧૨૮), એનો જ સમપાદ વક્ત્ર નામનો ભેદ (૧૨૯–૧૩૪), વિષમ વૃત્તોમાં ઉદ્ગતા સર્વવિષમા અને કેતુમતી (૧૩૫–૧૪૧), અર્ધસમ–અપરવક્ત્ર પુષ્પિતાગ્રા વાનવાસિકા (૧૪૨–૧૪૭), આર્યાના પાંચ પ્રકાર, આર્યામાં યતિ અને માત્રાનો વિચાર, એના પથ્યા વિપુલા મુખચપલા જઘનચપલા અને સર્વચપલા એ ભેદ (૧૪૮–૧૬૩), ફરી પ્રસ્તારવિધિ (૧૬૪–૧૬૮)–આટલાં સલક્ષણ આપવામાં આવ્યાં છે.

નોંધ—આ વિષયમાં પહેલા વ્યાખ્યાનમાં વિસ્તૃત માહિતી યથાસ્થાન આપવામાં આવી છે.

અધ્યાય ૧૭—પૂર્વ અધ્યાયને અંતે "છત્રીસ લક્ષણવાળા કાવ્ય-બંધ કરવા" એવા વિધાનના અનુસંધાનમાં આ અધ્યાયમાં પ્રથમ એ ૩૬ લક્ષણોનાં નામ (૧–૫) અને પછી દરેકનું લક્ષણ આપવામાં આવ્યું છે. આ લક્ષણો તે ૧. ભૂષણ, ૨. અક્ષરસંઘાત, ૩. શોભા, ૪. ઉદાહરણ, ૫. હેતુ, ૬. સંશય, ૭. દૃષ્ટાંત, ૮. પ્રાપ્તિ, ૯. અભિપ્રાય, ૧૦. નિદર્શન, ૧૧. નિરુક્ત, ૧૨. સિદ્ધિ, ૧૩. વિશેષણ, ૧૪. ગુણાતિપાત, ૧૫. અતિશય, ૧૬. તુલ્યતર્ક, ૧૭. પદોચ્ચય, ૧૮. દિષ્ટ, ૧૯. ઉપદિષ્ટ, ૨૦. વિચાર, ૨૧. વિપર્યય, ૨૨. ભ્રંસ, ૨૩. અનુનય, ૨૪. માલ, ૨૫. દાક્ષિણ્ય, ૨૬. ગર્હણ, ૨૭. અર્થાપત્તિ, ૨૮. પ્રસિદ્ધિ, ૨૯. પૃચ્છા, ૩૦. સારૂપ્ય, ૩૧. મનોરથ, ૩૨. લેશ, ૩૩. ક્ષોભ, ૩૪. ગુણકીર્તન, ૩૫. સિદ્ધિ અને ૩૬. પ્રિયોક્તિ. (૬–૪૧)

પ્રથમ લક્ષણ ભૂષણની વ્યાખ્યા—અલંકાર અને ઘણા ગુણોથી ભૂષિત ભૂષણો જેમાં છે તે ભૂષણ એવી વ્યાખ્યા (૬) છે તેમાં અલંકાર અને ગુણોનો નિર્દેશ આવે છે, તે અલંકાર અને ગુણોનો વિચાર આ અધ્યાયમાં કા. ૪૪ થી ૪૯ અને ૯૫ થી ૧૦૭ છે. કાવ્યમાં બાધક દોષોની ચર્ચા કા. ૮૭-૯૪ માં છે.

કાવ્યના અલંકાર નાટ્યશાસ્ત્રકાર ચાર આપે છે: ૧. ઉપમા, ૨. રૂપક, ૩. દીપક અને ૪. યમક. (૪૩)

કાવ્યબંધોમાં જે કાંઇની કોઇ સાથે સરખામણી કરવામાં આવે તે ગુણ અને આકૃતિના આશ્રયવાળી ઉપમા. એકની એક સાથે કે અનેક સાથે, અનેકની એક સાથે તેમ અનેક સાથે આ સરખામણી હોય. 'તારું મુખ ચંદ્ર જેવું છે' એ એકની એક સાથેની ઉપમા. એકની અનેક સાથેની સરખામણી નાટકમાં થાય છે. 'ચંદ્રની જેમ નક્ષત્રો પ્રકાશે છે' તે એક સાથે અનેકની સરખામણીની ઉપમા થઈ. "બાજ મોર અને ભાસ પક્ષી જેવું તારું મુખ"—આ ઉપમા એકની અનેક સાથેની સરખામણી થઈ. "મેઘ જેવા હાથી" એ અનેકની અનેક સાથેની સરખામણી થઈ. (૪૩–૪૯)

આ ઉપમાના પ્રશંસા નિંદા કલ્પિતા સદૃશી અને કિંચિત્સદૃશી એવા પાંચ પેટાભેદ છે. (૫૦)

"મુનિઓએ કષ્ટપૂર્વ સાધેલી દેહધારિણી સિદ્ધિના જેવી એ વિશાલાક્ષી(રાણી)ને જોઈ નરાધિપ સંતોષ પામ્યો." આ પ્રશંસા. (૫૧)

"વનમાં વેલી દાવથી બળેલા–કાંટાળા વૃક્ષને જેમ (ભેટે) તેમ કર્કશ સ્વરૂપવાળા, સર્વગુણોથી હીન એવા તેને એ (સ્ત્રી) ભેટી." એ નિંદા. (૫૨)

"લીલાથી ધીર ગતિવાળા અને દાનરૂપી સલિલને વહાવતા હાથીઓ જંગમ પર્વતો જેમ શોભી રહ્યા છે." આ કલ્પિતા. (૫૩)

"પારકાના ચિત્તને અનુસરતાં જે કર્મ તેં આજે કર્યું છે તેવું અતિમાનુષ કર્મવાળાનુંય ન હોય." આ **સદશી.** (૫૪)

"પૂર્ણચંદ્રના જેવા વદનવાળી, નીલ કમળના દલ જેવી આંખોવાળી, અને મદોન્મત્ત હાથીના જેવા ગમનવાળી આ તારી સખી આવી મળી." એ **કિંચિત્સદશી.** (૫૫)

ઉપમાના આ ટૂંકમાં ભેદ જાણવા. જે બાકીના ભેદ અહીં કહ્યા નથી તે કાવ્યોમાંથી મેળવી લેવા. (૫૬)

જાણે કે કલ્પનામાંથી સરખામણીનો ખ્યાલ આપવા કૈંક સાદશ્ય આપવામાં આવતું હોય તે રૂપ તે રૂપક. (૫૮)

"પદ્મ જેવાં મુખવાળી, કુમુદના જેવા હાસ્યવાળી, ખીલેલાં કમળોનાં જેવાં નેત્રોવાળી પનિહારીઓ કલરવ કરતા હંસોનાં ટોળાંથી જાણે કે અન્યોન્યને બોલાવતી ન હોય એમ શોભતી હતી." (૫૯)

જુદાં જુદાં શબ્દજોડકાં એક જ વાક્યમાં (એક જ ક્રિયાપદથી) જોડાઈને આવ્યાં હોય તે દીપક. (૬૦)

"હંસોથી સરોવરો, ફૂલોથી વૃક્ષો, મત્ત ભ્રમરોથી કમળો અને મીઠી વાતચીતોથી ઉદ્યાનો અને વનો હંમેશાં ભર્યાંભર્યાં કરવામાં આવે છે." (૬૧)

ચરણના આરંભમાં તેમજ બીજાં સ્થાનોમાં શબ્દોની જે પુનરુક્તિ તેને **યમક** કહે છે. એના પાદાંતયમક, કાંચીયમક, સમુદ્ગયમક, વિક્રાંત યમક, ચક્રપાલ, સંદષ્ટ, પાદાદિ, આમ્રેડિત, ચતુર્વ્યસિત અને માલા, એ દસ ભેદ છે. (૬૩–૬૫) અહીં આ દસે પ્રકારનાં ઉદાહરણ (કા. ૬૬–૮૬) લક્ષણ સાથે આપવામાં આવ્યાં છે.

હવે ભરત કાવ્યગત દસ દોષો : ગૂઢાર્થ અર્થાંતર અર્થહીન ભિન્નાર્થ એકાર્થ અભિપ્લુતાર્થ ન્યાયાદ્–અપેતાર્થ વિષમ વિસંધિ અને શબ્દચ્યુતનાં લક્ષણ અને લક્ષ્ય આપે છે. (૮૭–૯૪)

ગુણોનો ખ્યાલ આપતાં શ્લેષ પ્રસાદ સમતા સમાધિ માધુર્ય ઓજસ્ સૌકુમાર્ય અર્થવ્યક્તિ ઉદાત્ત અને કાંતિ એ રસગુણ લક્ષણ અને લક્ષ્ય સાથે આપ્યા છે. (૯૫-૧૦૭)

અલંકારાદિનો રસોમાં વિનિયોગ કેવી રીતે કરવો એ બતાવતાં કહ્યું છે કે—

લઘુ અક્ષરોથી ખચિત, ઉપમા અને રૂપકવાળું કાવ્ય વીર અને અદ્ભુત રસના પ્રસંગે કરવું; ગુરુ અક્ષરોથી ખચિત કાવ્ય બીભત્સ અને કરુણમાં કરવું; જ્યારે ધર્ષણનો પ્રસંગ હોય ત્યારે વીર અને રુદ્રમાં પણ થઈ શકે. નાટકાશ્રય કાવ્યમાં શૃંગારના પ્રયોગમાં રૂપક અને દીપક અલંકાર કરવા–જ્યારે એમાં નાયિકાનો વૃત્તાંત હોય ત્યારે. (૧૦૮-૧૧૧)

અહીં કયા રસમાં કઈ છંદોજાતિ પ્રયોજવી એ કહેવામાં આવ્યું છે. (૧૧૨-૧૧૪)

આ પછી હ્રસ્વ દીર્ઘ અને પ્લુત સ્વરોનાં સ્વરૂપ અને એઓનો કયા કયા સંયોગોમાં કાવ્યમાં પ્રયોગ કરવો એ કહ્યું છે. (૧૧૫-૧૧૯)

**નોંધ**—આ અધ્યાયમાં મહત્ત્વનો વિષય અલંકાર દોષ અને ગુણનો છે. અલંકારોમાં શબ્દાલંકારોમાં માત્ર એક યમક જ હજી જાણવામાં આવ્યો છે, જ્યારે અર્થાલંકારો તે ઉપમા દીપક અને રૂપક. આમ અલંકારોમાં હજી બીજાવસ્થા જ છે. દોષ અને ગુણના વિષયમાં નાટ્યશાસ્ત્રની એકંદરે પ્રગતિ થયેલી છે, કારણ કે મુખ્યત્વે આ જ ગુણ–દોષોની પછીના આલંકારિકોએ ચર્ચા કરી, એના અનેક ભેદો બતાવીને આમાં જ અંતર્ભાવ જોયો છે; દસ ગુણોનો પાછળથી માધુર્ય પ્રસાદ અને ઓજસ્માં અંતર્ભાવ સ્વીકારાયો છે.

નાટ્યશાસ્ત્રકારે ૩૬ પ્રકારનાં ભૂષણોનો જે ખ્યાલ આપ્યો છે તેનો પછીથી વિકાસ જોવામાં નથી આવ્યો. આમાંનાં કેટલાંક પાછળથી વિચારાયેલા અલંકારોમાંના કોઈ અને કોઈમાં સમાવેશ પામ્યાં છે.

આનંદવર્ધને આઠેક સેંકડા પછી ધ્વનિનો જે માર્ગ સ્થાપિત કર્યો તેનાં મૂળ પણ આ લક્ષણોમાં ક્યાંક ક્યાંક દેખાઈ આવે છે.

सिद्धैरर्थैं समं कृत्वा ह्यसिद्धोऽर्थः प्रयुज्यते ।
यत्र श्लक्ष्णविचित्रार्था सा शोभेत्यभिधीयते ॥ ८ ॥

અને

अभूतपूर्वो योऽप्यर्थः सादृश्यात्परिकल्पितः ।
लोकस्य हृदयग्राही सोऽभिप्राय इति स्मृतः ॥ १० ॥

આમા અનુક્રમે વ્યંજના અને ગુણીભૂત વ્યંગ્યનું સામ્ય જણાય છે.

અધ્યાય ૧૮–અઢારમા અધ્યાયમાં નાટકોમાં પ્રયોજવામાં આવતી વિવિધ પ્રાકૃત ભાષાઓનો નિર્દેશ કરવામાં આવ્યો છે અને જરૂર પડતાં પ્રાકૃત ભાષાના સ્વરૂપની ચાવીઓ આપવામાં આવી છે.

સંસ્કૃત સંસ્કારગુણવર્જિત અને અનેક અવસ્થાઓમાંથી પસાર થયેલું થઈ ઉચ્ચરિત થાય ત્યારે એ પ્રાકૃત થાય (૨)

પ્રાકૃતમાં તત્સમ, વિભ્રષ્ટ (તદ્ભવ), અને દેશી (દેશજ–સ્થાનિક), એવા ત્રણ પ્રકાર છે. (૩–૪)

નાટ્યશાસ્ત્રે (શ્લો ૬ થી ૨૨ સુધીમાં) વર્ણોચ્ચારના વિભિન્ન વિકાર નોંધ્યા છે અને ત્યાં ત્યાં એનાં ઉદાહરણ આપ્યાં છે

ભાષાના નાટ્યમાં અતિભાષા આર્ય ભાષા જાતિભાષા અને જાત્યંતરી ભાષા એવા ચાર ભેદ પાડી, અતિભાષા તે દેવોની, આર્યભાષા તે રાજાઓની, સંસ્કારયુક્ત પાઠ્યવાળી અને ગ્રામીણ પ્રદેશોમાં જાણીતી તે ભિન્ન ભિન્ન પ્રકારની જાતિભાષા—જેમાં મ્લેચ્છ ભાષાના શબ્દો ભારતવર્ષમાં સ્વીકારાયા હોય તે પણ મળતા હોય, અને પશુપંખી વગેરેની જાત્યંતરી,–આનો ખ્યાલ આપવામાં આવ્યો છે.

આમ જાતિભાષા સંસ્કૃત અને પ્રાકૃત બે પ્રકારની છે, જે ચારે વર્ણ યથાસમયે પ્રયોજે છે. (૨૩–૨૯)

ધીરોદ્ધત ધીરલલિત ધીરોદાત્ત અને ધીરપ્રશાંત નાયકે સંસ્કૃત પાઠ્ય પ્રયોજવું. આ નાયકોને પણ પ્રસંગવશાત્ પ્રાકૃતનો પ્રયોગ કરવો પડે. જ્યારે ઉત્તમ પાત્ર ઐશ્વર્યમાં પ્રમત્ત થયું હોય, એમાંથી ભ્રષ્ટ થયું હોય ને દારિદ્ર્યે ઘેરાઈ ગયું હોય ત્યારે પ્રાકૃત પાઠ્યનો પ્રયોગ કરે. ગુપ્ત વાસમાં હોય ત્યારે શ્રમણો તાપસો ભિક્ષુઓ અને ગારુડિકોએ પ્રાકૃતનો પ્રયોગ કરવો. બાળકો, ઊતરતી કક્ષાના પુરુષો, સ્ત્રીઓ, નીચ લોકો, ગાંડાં અને લિંગપૂજકોએ પ્રાકૃતનો પ્રયોગ કરવો. પરિવ્રાજકો મુનિ બૌદ્ધો શ્રોત્રિયો અને બ્રાહ્મણોએ સંસ્કૃત પાઠ્યનો પ્રયોગ કરવો. રાણી ગણિ અને કલાકારસ્ત્રીઓને પ્રસંગવશાત્ સંસ્કૃતમાં બોલવાનું. અપ્સરાઓનું પણ સ્વાભાવિક પાઠ્ય સંસ્કૃત હોય છે, પણ અપ્સરાઓને જો પૃથ્વીલોક ઉપર આવવાનું થાય તો ત્યારે પ્રાકૃતમાં પાઠ્ય કરવું. અપ્સરા કોઈ માનવની ગૃહિણી થાય ત્યારે પણ એ પ્રાકૃતમાં પાઠ્ય કરે. (૩૦–૪૧½)

બર્બર કિરાત આંધ્ર દ્રમિલ વગેરે જાતિનાં પાત્રોના મુખમાં એ લોકોની ભાષા મૂકવી નહિ, પણ નાટકના પ્રયોગમાં એમના મુખમાં "શૌરસેની" બોલાવવી અથવા તો નાટક એ અનેક દેશોમાંથી સરજાયેલું હોઈ કવિએ ઇચ્છાપૂર્વક પ્રાકૃત ભાષાઓ યોજવી. (૪૨–૪૪½)

માગધી આવંતી પ્રાચ્યા શૌરસેની અર્ધમાગધી બાહ્લિકી અને દાક્ષિણાત્યા એ સાત પ્રાકૃત ભાષાઓ છે. નાટકમાં શબરી આભીરી ચાંડાલી સચરી દ્રમિલી ઔડ્રી અને વનચરોની એવી સાત વિભાષા પ્રયોજાય. (૪૫–૪૬½)

આમાંથી માગધી અંતઃપુરનાં રક્ષકોની, અર્ધમાગધી ચાકરો રાજપુત્રો અને શેઠિયાઓની, વિદૂષક જેવાની પ્રાચ્યા, ધૂર્તોની આવંતી; જ્યારે કાંઈ આપત્તિ નિર્દિષ્ટ ન હોય ત્યારે નાયિકાઓ અને સખીઓની શૌરસેની; યોદ્ધાઓ નાગરિકો વગેરેની દાક્ષિણાત્યા, ઉદીચ્યદેશવાસીઓની બાહ્લિકી અને ખસલોકોની ખાસી; શબરોની અને શકોની શકારી, પુલ્કસોની ચાંડાલી; કોલસાવાળા, શિકારીઓ, કઠિયારા, આ લોકોની

શબરી તેમજ વનવાસી લોકોની ભાષા; હાથી ઘોડા ઘેટાં ઊંટ વગેરેના ધંધાવાળા અને ગોવાળોની આભીરી કે શબરી પ્રયોજવી. (૪૭-૫૨)

નાટ્યશાસ્ત્રકારે અહીં ભારતવર્ષના જુદા જુદા પ્રદેશની પ્રાકૃતોની લાક્ષણિકતાનુ એક એક લક્ષણ આપ્યુ છે; જેવું કે—

—વિંધ્ય અને સાગર વચ્ચેના દેશમાં વસનારાઓની ભાષામાં 'નકાર' ખૂબ ખૂબ પ્રમાણમા આવે.

—ગંગા અને સાગર વચ્ચેના દેશમાં વસનારાઓની ભાષામાં 'ए-' કારનું પ્રભુત્વ હોય છે.

—સુરાષ્ટ્ર અવંતી અને વેત્રવતી નદીના વચ્ચેના પ્રદેશોમાં 'च-' કારનું પ્રભુત્વ હોય છે.

—હિમાલય સિંધુ અને સૌવીરના વાસીઓ 'उ'કાર-બહુલ ભાષા પ્રયોજે છે.

—ચર્મણ્વતી અને અર્બુદની વચ્ચેના પ્રદેશમાં ઓકારવાળી ભાષા પ્રયોજે છે.

આ પ્રમાણે વિભિન્ન ભાષાઓનો નાટકમાં તે તે દેશવાસીઓનો વેશ રજૂ થાય ત્યારે એવાં પાત્રોના મુખમાં પ્રયોગ કરવો. (૫૩-૫૯)

**નોંધ**—નાટ્યશાસ્ત્રનું જે સ્વરૂપ આપણને આ. અભિનવગુપ્તના સમય સુધીનું મળે છે તેમાં સૂચવાયેલું વિભિન્ન પ્રાકૃતભાષાઓનું નિયોજન કેટલેક અંશે કૃત્રિમતા આપતું લાગે છે; છતાં એટલું એમાંથી સમજાય છે કે એ સમયે ભારતવર્ષમાં જુદી જુદી વ્યાપક પ્રાકૃતો અને જુદી જુદી જાતિઓની ગૌણ પ્રાકૃતો લોકોમાં પૂર્ણ પ્રચારમાં હતી. નાટકમાં તે તે દેશવાસીઓનો સ્વાંગ ભજવવાનો હોય ત્યારે તે તે દેશવાસીની ભાષા પ્રયોજાય અને એ રીતે નાટક સહજ અને સ્વાભાવિક થાય-એ હેતુ આ પ્રકારના ભાષાનિયોજન પાછળ સમજાય છે. બાકી નકાર એકાર ચકાર ઉકાર ઓકાર જેવી લાક્ષણિકતા ખાસ વિશેષ ઉપયોગી નથી.

ય વાચના અહીં અધ્યાય પૂરો કરે છે, જ્યારે મ વાચના (કાવ્ય-માળા અને વડોદરાની) આગળ ચલાવે છે, ને નવા અધ્યાયને અંતે અધ્યાય પૂરો કરે છે.

અધ્યાય ૧૯—આ અધ્યાયમાં પાત્રોએ સામસામાં સંબોધન કરતી વખતે કયાં નામોથી બોલાવવાં એ મુખ્યત્વે કહેવામાં આવ્યું છે. નાટકની રચનામાં આ પરિભાષાનો કવિએ પ્રયોગ કરવાનો હોય છે.

આ પ્રમાણે ભાષાનું વિધાન કર્યા પછી હવે લૌકિક વાક્યવિચાર—ઉત્તમ મધ્યમ અને હલકાં પાત્રોએ ઉત્તમ મધ્યમ અને હલકાં પાત્રોની સાથેની વાતચીતમાં કેવી રીતે સંબોધન કરવું,—એ બતાવવામાં આવે છે. (૧-૨)

દેવોના પણ જે દેવ હોય, મહાત્મા મહર્ષિઓ હોય, તેમને भगवन् અને એમની પત્નીઓને भगवती; દેવો, સંન્યાસીઓ, અનેક શ્રુતધરો—જ્ઞાનીઓ તેઓને પણ પુરુષો અને સ્ત્રીઓએ भगवन् કહી સંબોધવા. બ્રાહ્મણોને आर्य, રાજાને महाराज, આચાર્યને उपाध्याय અને વૃદ્ધને तात. બ્રાહ્મણો રાજાને ઇચ્છા થાય તો નામથી બોલાવે; અને એવી રાજાઓએ ક્ષમા આપવી, કારણ કે બ્રાહ્મણો પૂજ્ય છે. બ્રાહ્મણે સચિવને अमात्य કે सचिव કહેવો; બાકીનાં બીજાં અને ઊતરતી કોટિનાં પાત્રોએ સચિવને હંમેશાં आर्य કહેવો. સરખેસરખાં વાતચીત કરતાં હોય ત્યારે એકબીજાના નામથી બોલાવવામાં આવે. ઉત્તમોને જો વાંધો ન હોય તો હીનપાત્રો એમને એમના નામથી બોલાવી શકે. સેવામાં રહેલાં સ્ત્રી-પુરુષો કારીગરો અને કલાકારોને એઓના દરજ્જા પ્રમાણે સંબોધન કરવું. માન્ય પુરુષને भाव અને એનાથી જરા ઊતરતાને मारिष (मार्ष પણ)થી સંબોધન કરવું. સમાન દરજ્જાના પુરુષને वयस्य, અને ઊતરતાને हं–हो કહીને; સારથિએ હંમેશાં રથીને आयुष्मन्; જ્યારે તપસ્વી અથવા જેણે શમ પ્રાપ્ત કર્યો છે તેને साधो કહેવું. યુવરાજને स्वामी અન્ય રાજકુમારોને भर्तृदारक, ઊતરતી કક્ષાનાને सौम्य भद्रमुख કે એવા શબ્દથી બોલાવવા. જેનું જે કર્મ હોય, જેની જે કળા કે વિદ્યા હોય કે જાતિ હોય, તેને એના નામથી નાટકમાં પ્રયોગ કરનારાઓએ

બોલાવવાં. પિતાએ પુત્રને અને ગુરુએ શિષ્યને वत्स पुत्रक तात અથવા ગોત્રનામથી બોલાવવો. શાક્ય શ્રમણો અને જૈન સાધુઓને भदन्त કહેવા. 'પાખંડો'=બીજી જાતના લોકોને સમયને અનુસરી જે રીતે બોલાવી શકાય તે રીતે સંબોધવા. નોકરોએ તેમજ પ્રજાજનોએ રાજાને દેવ, અને સાર્વભૌમ સમ્રાટને પરિજનોએ भट्टा કહેવો. ઋષિઓએ રાજાને અપત્યના વહાલથી राजन् કહેવો. વિદૂષકે રાજાને वयस्य તેમજ राजन् કહેવો અને દાસીએ રાણીને भवती કહેવી. રાજાએ વિદૂષકને નામથી અથવા वयस्य કહી બોલાવવો. જુવાનીના સમયમાં બધી સ્ત્રીઓએ પતિને आर्यपुत्र કહેવો; સામાન્ય સંયોગોમાં आर्य કહેવો. રાણી પણ એ રીતે કહી શકે. નાનાભાઈએ મોટાભાઈને आर्य કહેવો તે મોટાભાઈએ નાના-ભાઈને પુત્રની જેમ (वत्स तात વગેરેથી) બોલાવવો. આ પ્રમાણે પુરુષોને માટે નાટકોમાં સંબોધન યોજવાં. (૩-૨૦)

નાટકમાં સ્ત્રીઓનું સંભાષણ કેવી રીતે થાય એ હવે જોઈએ: તાપસીઓ અને દેવીઓને भगवती, માનવંત પુરુષોની સ્ત્રીઓ તેમજ મોટેરી સ્ત્રીઓને भवती, ગમ્ય સ્ત્રીને भद्रा અને વૃદ્ધ સ્ત્રીને अम्ब કહેવી. પરિજનોએ રાજરાણીઓને भट्टिनी स्वामिनी देवी કહેવી; આમાં દેવી પટરાણીને પરિજનો તેમજ રાજા પણ કહે, બાકીની રાણીઓને स्वामिनी

સંબોધન સૂચક હોય તેવાં કરવાં. આમાં બ્રાહ્મણ અને ક્ષત્રિયોને એઓનાં ગોત્ર અને કર્મ પ્રમાણે નામ આપવાં; જેવાં કે અમુક શર્મા કે અમુક વર્મા. વણિકોનાં નામને અંતે दत्त. શૂર પુરુષોનાં નામ શૌર્ય અને ઉદાત્તનાનાં સૂચક આપવાં. રાજા અને રાણીઓનાં નામ કોઈ 'વિજય'નું સૂચન કરનારાં આપવાં. વેશ્યાનાં નામોને અંતે दत्ता मित्रा કે सेना આવે. પરિચારિકાઓનાં નામ ફૂલનાં નામવાળાં કરવાં. પરિચારકોનાં નામ મંગલાર્થ કરવાં. ઉત્તમ પુરુષોનાં નામ ગંભીર–અર્થવાળાં કરવાં. (૨૧–૩૬)

આ પ્રમાણે ભાષાની વ્યવસ્થા પ્રયોજી છ અલંકારવાળું પાઠ્ય પ્રયોજવું: ૧. સાત સ્વરો, ૨. ત્રણ સ્થાન, ૩. ચાર વર્ણ, ૪. બે પ્રકારનો કાકુ, ૫. છ અલંકારો અને ૬. છ અંગ.

નાટ્યશાસ્ત્રકારે કયા રસોમાં કયા સ્વરોનો પ્રયોગ કરવો (૩૮–૩૯) એ કહી ઉરસ્ શિરસ્ અને કંઠ એ સ્થાનોનો ઉપયોગ ક્યાં કેમ કરવો (૪૦–૪૨½) એ બતાવ્યું છે. સ્વરના ઉદાત્ત અનુદાત્ત સ્વરિત અને કંપિત કહી પછી સાકાંક્ષ અને નિરાકાંક્ષ એવા 'કાકુ'ના બે પ્રકાર સમજાવ્યા છે. (૪૩–૪૪)

જે છ અલંકારોનું સૂચન કર્યું તે ઉચ્ચ દીપ્ત મંદ્ર નીચ દ્રુત અને વિલંબિત છે. પાઠ્યમાં યથાસ્થાન આ છયે અલંકારોનો આવશ્યકતા પ્રમાણે ઉપયોગ કરવાનો હોય છે. (૪૬–૫૮)

છ અંગો તે વિચ્છેદ અર્પણ વિસર્ગ અનુબંધ દીપન અને પ્રશમન છે. એનો આવશ્યક્તા પ્રમાણે પાઠ્યમાં ઉપયોગ કરવાનો હોય છે. (૫૯–૭૩)

**નોંધ**—આ અધ્યાયમાં સંસ્કૃત નાટકોમાં જુદાં જુદાં પાત્રોને ઉદ્દેશી કરવામાં આવતાં સંબોધનો અને જુદી જુદી કક્ષાનાં લોકોનાં નામ કેવાં પાડવાં એનું શાસન કરવામાં આવ્યું છે. સં. નાટકકારોએ આનું મોટે ભાગે અનુસરણ કર્યું છે. આમ છતાં બધા જ પ્રસંગે એક-વાક્યતા નથી મળતી. ડૉ. મનમોહન ઘોષે આ અધ્યાયના અંગ્રેજી

અનુવાદની પાદટીપોમાં ક્યાં ક્યાં જુદી રીતે સંશોધન થયાં છે તેનાં કેટલાંક સ્થળ નોંધ્યાં છે.

સ્વર વર્ણ કાકુ અલંકારો અંગો એ પાઠ્યને પૂર્ણ સ્વાભાવિક સ્વરૂપ આપવાને સૂચવાયાં છે. આના પણ નાટ્યશાસ્ત્રકારે નિયમો બતાવી કૃત્રિમ રીતે એ કેવી રીતે સાધી શકાય એ સૂચવ્યું છે. બધા જ યુગ અને બધા જ સમયમાં એ સ્વાભાવિક છે. નટ–નટીઓએ આ નિયમો ધ્યાનમાં લઈ એ પ્રમાણે ઉક્તિઓને સ્વાભાવિકતા આપવાની છે.

**અધ્યાય ૨૦**—વીસમો અધ્યાય દસ રૂપકોનું વર્ગીકરણ, એનાં લક્ષણ–સ્વરૂપ, એના રચનમાં લેવી જોઈતી શાસ્ત્રીય ઝીણવટ વગેરેનો ખ્યાલ આપે છે પછીના સાહિત્યશાસ્ત્રીઓએ આ જ વર્ગીકરણને સમાદર આપ્યો છે; એ લક્ષણોને અનુસરી નાટકકારોએ વિવિધ પ્રકારનાં નાટ્યરૂપકો આપ્યાં છે.

દસ રૂપકો: ૧. નાટક, ૨. પ્રકરણ. ૩ ઉત્સૃષ્ટિકાંક, ૪. વ્યાયોગ, ૫. ભાણ, ૬. સમવકાર, ૭. વીથી, ૮ પ્રહસન, ૯. ડિમ અને ૧૦. ઈહામૃગ. (૨–૩)

પ્રકરણ અને નાટકમાં બધી જ વૃત્તિઓનો ઉપયોગ કરવામાં આવે છે. (૬–૭)

ભાણ સમવકાર વીથી ઈહામૃગ ઉત્સૃષ્ટિકાંક વ્યાયોગ ડિમ અને પ્રહસનમાં કૈશિકી વૃત્તિ ન આવી શકે. (૮–૯)

**નાટક**—એનું વસ્તુ કોઈ સુપ્રસિદ્ધ વાર્તાપ્રસંગ જોઈયે. નાયક પ્રસિદ્ધ અને ઉદાત્ત. કોઈ રાજર્ષિનું ચરિત કે જેમાં દિવ્યના હોય. એ નાયકમાં અતિમાનવ શક્તિઓ અને એવાં જ પરાક્રમ. એમાં ચોક્કસ સંખ્યાના અંક અને પ્રવેશકો હોય. આમાં રાજાનું ઉદાત્ત ચરિત્ર હોય–જેમાં અનેક અવસ્થા અને રસોનો અભિનય હોય–જેમાં બિંદુરૂપ પ્રસંગનો યથાયોગ્ય વિસ્તાર થયો હોય.– આનું નામ તે નાટક. (૧૦–૧૨)

અંક—કાર્યનો નિર્દેશ કર્યા પછી બિંદુના આસ્તે આસ્તે વિસ્તારથી પાત્રોના પ્રવેશ સાથે એ વૃદ્ધિ પામતો આવે. એમાં ભાવો અને રસોનો વિકાસ થતો જતો હોય છે. એમાં અનેક કાર્ય વિસ્તરતાં હોય છે. નાટકના પ્રસંગના વિભાગ માટે યથાસ્થાને અંક પૂર્ણ થાય, પરંતુ એનાથી બીજનો વિચ્છેદ ન થવો જોઇએ. અને બિંદુના વિસ્તાર સાથે એક પછી એક અંક થતા જાય. પ્રત્યેક અંકમાં એક ચોક્કસ પ્રસંગ સિદ્ધ થતો હોય છે, છતાં બીજનો વિચ્છેદ હોતો નથી; એ બિંદુને વળગી રહ્યો હોય છે. નાયકનાં પરાક્રમોનું વર્ણન હોય–અને એ પરાક્રમોની વિભિન્ન અવસ્થાઓ નિર્દેશાઇ હોય, તેવા અંકોને બહુ લાંબા થવા ન દેવા. રાણી વૃદ્ધો અમાત્યો અને સેનાપતિનાં શબ્દો અને કાર્યોમાંથી અંકમાં વિવિધ પ્રકારની રસદીપ્તિ થતી હોય. (૧૩–૧૮)

નાટકમાં પાંચથી ઓછા નહિ અને દસથી વધુ નહિ તેટલા અંક કરવા. અંકાંતે દરેક પાત્રે ચાલ્યા જવાનું. (૧૯)

ક્રોધ, પ્રસાદ, શોક, શાપ, નાસભાગ, લગ્ન, કોઈ ચમત્કારનો આરંભ અને એનો પ્રત્યક્ષ દેખાવ—આ અંકમાં રજૂ થવાં ન જોઇયે. યુદ્ધ, રાજ્યનાશ, મૃત્યુ, નગરનો શત્રુએ લીધેલો કબ્જો—આ અંકમાં પ્રત્યક્ષ ન બતાવતાં પ્રવેશકોથી સૂચિત કરવાં. અંક કે પ્રવેશકમાં પ્રકરણ કે નાટકમાં જે નાયક હોય તેનો વધ પ્રત્યક્ષ કે સૂચિત પણ થઈ શકે નહિ. નાયકની નાસભાગ, શત્રુ સાથે સંધિ, એની કેદ આદિકને તો કોઇ ખાસ શ્લોકથી કે પ્રવેશકાદિકથી જ બતાવવાં. (૨૦–૨૩)

બીજને મુખ્ય રાખી અંકમાં આખા એક દિવસનું જે કાંઈ કાર્ય હોય તેટલાનો જ સમાવેશ થાય; એમાં ક્યાંય બાધા કે અડચણ આવવા દેવી જોઇએ નહિ. (૨૪–૨૫)

રંગપીઠ ઉપર જે પાત્રોનો પ્રવેશ થયો હોય તે રસાભિનેય સાધી, બીજાનો વિચ્છેદ ન થાય તેમ પોતાનું કાર્ય પતાવી પાછાં ચાલ્યાં જાય. (૨૬)

દિવસના જુદા જુદા ભાગને લગતાં વિભિન્ન કાર્ય હોય તો એ જુદા જુદા અંકમાં બતાવવાં જોઇયે. (૨૭)

એક જ દિવસમાં જે કાર્ય પતાવવાનાં હોય તે એક અંકમાં પૂરાં ન થાય તો અંક પૂર્ણ કરી પ્રવેશકોમાં એનો નિર્દેશ આવી જાય. માસમાં કે વર્ષમાં પૂરાં કરવાનાં કાર્ય આ રીતે પ્રવેશકમાં નિર્દિષ્ટ થાય. એક વર્ષથી વધુ સમય પછીનાં કાર્ય હોય તો આમ ન કરતાં સ્વતંત્ર અંક બાંધવો. જો અંકમાં કોઈ પાત્રને દૂર દેશાવર જવાનું થાય તો ત્યાં અંક પૂર્ણ કરવો. નાટક અને પ્રકરણના અંકોમાં દરેક અંકમાં નાયકનું સાંનિધ્ય જોઇયે. પ્રવેશકમાં પરિજનોની વાતચીત પ્રયોજવી જોઇયે. નાટક અને પ્રકરણમાં, બિંદુને આવશ્યક વસ્તુઓ પ્રવેશકમાં આપવી જોઇયે અને પૂર્વના અંકનું એમાં અનુસંધાન જોઇયે. પ્રવેશકમાં ઉપરની કક્ષાવાળાઓ અને ઊતરતી કક્ષાવાળાઓનાં પરાક્રમ ન જોઇયે કે વધુ પડતા સંવાદ પણ ન જોઈયે; એમાં સામાન્ય જનનાના ખરની વાતચીત હોવી જોઇયે. પ્રવેશકના ઘણા ઉદ્દેશ હોઈ શકે; જેવા કે એમાં સમય પસાર થવાનું, રસનો ફેરફાર, પછીના અંકના આરંભનું કે કાર્યનું સૂચન હોઈ શકે. જ્યારે અનેક પાત્રોને લગતા પ્રસંગ આવી પડે ત્યારે એવા પ્રસંગોનો સંક્ષેપ કરી પ્રવેશકમાં કે સંધિમાં સમાવી લેવા જોઇયે; લાંબા લાંબા સંવાદોથી પ્રેક્ષકોને કંટાળો ઊપજે છે. કોઇ પણ ચોક્કસ પ્રસંગ અંકમાં પૂરેપૂરો આપી ન શકાયો હોય તો એનો સંક્ષેપ પ્રવેશકમાં સમાવી લેવાય. (૨૮–૩૬)

આનો પ્રવેશક જો સંસ્કૃત પાઠ્યમાં ને મધ્યમ પાત્રોથી કરવાનો હોય તો એ વિષ્કંભક કહેવાય. આ વિષ્કંભકના બે પ્રકાર છે: શુદ્ધ અને મિશ્ર. મધ્યમ પ્રકારનાં પાત્રોથી શુદ્ધ અને મધ્યમ–અધમ પાત્રોથી મિશ્ર. અંક પછી કે આરંભમાં પ્રકરણ અને નાટકમાં આ વિષ્કંભક મધ્યમ અને મધ્યમ તથા ઊતરતી કક્ષાનાં પાત્રોથી સાધી શકાય. (૩૭–૩૯)

નાટક કે પ્રકરણમાં નાયકનાં પરિજનોની સંખ્યા મર્યાદિત હોવી જોઈયે; માત્ર ચાર કે પાંચ હોય એટલે બસ. (૪૦)

વ્યાયોગ ઈહામૃગ સમવકાર ડિમ આ રૂપકોમાં દસ કે બાર પાત્રો જ હોવાં જોઈયે. (૪૧)

રથ હાથી ઘોડો વિમાન આ વસ્તુઓ રંગપીઠ ઉપર બતાવવાની નહિ; માત્ર એના આકાર અને વેશ તેમજ ગતિથી ખ્યાલ આપી દેવો; અથવા એની ક્લાકૃતિઓ રજૂ કરી શકાય. (૪૨-૪૩)

કોઈ કારણવશાત્ સેનાનો રંગપીઠ ઉપર પ્રવેશ કરાવવાનો હોય તો ચાર-૭ પુરુષોથી જ કરાવવો; અને એ આરતે ગતિએ અને મેનાની છટાથી. અંકમાં કાર્યનો નિર્દેશ ગાયના પુચ્છના છેડાની જેમ કરવો અને જે ઉદાત ભાવ હોય તે અંતના ભાગ તરફ યોજવા. (૪૪-૪૬)

આખા નાટકના અંતના ભાગમાં બધા રસોના નિચોડરૂપે અદ્ભુત રસ સાધવો. (૪૭)

પ્રકરણ—કવિકલ્પનામાંથી માત્ર જ્યાં વસ્તુ ઊભું કરવામાં આવ્યું હોય છે તેને પ્રકરણ કહેવામાં આવે છે. એમાં પ્રાચીન ઋષિઓનાં પુરાણો કે એના કોઈનો સહારો જરા જેટલો પણ કથાનકને હોતો નથી; માત્ર એ લૌકિક દંતકથા કે એવુ જ કાંઈ હોય યા ન પણ હોય. બાકીનું નાટકના વિષયમાં જે કાંઈ કહેવામાં આવ્યું છે તે બધું જ પ્રકરણને લાગુ પડે છે. એમાં બ્રાહ્મણ વણિક સચિવ પુરોહિત અમાત્ય સેનાપતિઓ વગેરેનું (લોક)ચરિત માત્ર હોય છે. એમાં ઉદાત્ત નાયક ન હોય કે દિવ્ય ચરિત પણ ન હોય. એમાં દાસ, વિટ, ધનપતિ, વેશ્યા, હલકી સ્ત્રીઓ વગેરેનાં ઉપકરણ હોય છે. જ્યારે સચિવ ધનપતિ બ્રાહ્મણ પુરોહિત અમાત્ય સેનાપતિ વગેરેના ઘરનું વસ્તુ હોય ત્યારે એમાં ક્યાંય વેશ્યાંગના આવવી ન જોઈયે. જો વેશ્યા મૂકવાની હોય તો એમાં કુલયુવતિ ન

જોઇએ, કુલયુવતિ મૂકવાની હોય તો એમાં વેશ્યા ન જોઇએ. કદાચ પ્રકરણમાં વેશ્યા અને કુલસ્ત્રી બંનેને લાવવાનો વિચાર હોય તો ત્યાં સંસ્કૃત ભાષામાં જ પાઠ્ય રચાવું જોઇએ. (૪૯-૫૭)

પ્રકરણ અને નાટકમાં પાંચથી ઓછા નહિ અને દસથી વધુ નહિ એમ અંક કરવા (૫૮)

નાટિકા—નાટક અને પ્રકરણમાંના જાણીના પ્રકારમાંથી પસંદગી કરી નાટિકાની રચના કરી શકાય. એનો નાયક રાજા જોઇએ. એમાં સંગીત કે અંતઃપુરનાં કાર્યનું નિરૂપણ હોવું જોઇએ. એમાં સ્ત્રીપાત્રોની સંખ્યા ઘણી હોવી જોઇએ. એના અંક ચાર અનેક અભિનયોથી યુક્ત હોવા જોઇએ. એમાં નૃત્ત ગીત કાવ્ય અને પ્રેમપ્રસંગો જોઇએ. રાજશાહી ઠાઠ, ક્રોધ અને એની શાંતિ, દંભનો પ્રસંગ, અને પાત્રો તરીકે નાયક રાજા, એની પટરાણી, દૂતી અને પરિચારિકાઓ હોવાં જોઇએ. (૫૯-૬૨)

સમવકાર—દેવો અને અસુરોના કોઈ કથાનકને વસ્તુ તરીકે લઈ જેમાં કોઈ સુપ્રસિદ્ધ ઉદાત્ત નાયકનું ચરિત આપવામાં આવ્યું હોય, એને ત્રણ અંક હોય, ત્રણ પ્રકારનાં કપટ, ત્રણ પ્રકારનો ઉશ્કેરાટ, ત્રણ પ્રકારનો પ્રેમ હોવાં જોઇએ. એમાં બાર પાત્રો અને એનો સમય ૧૮ નાડિકા જેટલો હોવો જોઇએ. નાડિકા એટલે ૦॥ મુહૂર્ત. પહેલો અંક ૧૨ નાડિકાનો કે જેમાં હાસ્ય ઉશ્કેરાટ અને કપટ કે વીથી હોવાં જોઇએ. બીજો અંક ૪ નાડિકાનો અને ૩ જો અંક બે નાડિકાનો જોઇએ. ત્રણે અંકમાંના પ્રસંગ એકબીજાની સાથે આડાપાડા જોડાયેલા જોઇએ. ઉશ્કેરાટ (વિદ્રવ) ના ત્રણ પ્રકાર છે: યુદ્ધ પૂર અને તોફાનનો. કપટ પણ ત્રણ પ્રકારનું: યુક્તિપૂર્વકનું, અકસ્માતજન્ય, કે શત્રુજન્ય. પ્રેમ

(શૃંગાર)ના પણ ત્રણ પ્રકાર: ધર્મ અર્થ અને કામનો. × × × સમવકારમાં ઉષ્ણિક્ અને ગાયત્રી સિવાયની બીજી છંદોજાતિનો પ્રયોગ કરવો. (૬૩-૮૧)

ઈહામૃગ—એમાં દિવ્ય સ્ત્રીને કારણે થયેલા યુદ્ધનો દિવ્ય પુરુષનો પ્રસંગ લેવો જોઇયે. એમાં પુરુષ ઉદ્ધત જોઇયે, સ્ત્રીના રોષથી ગૂંથાયેલી કવિતા જોઇયે, સંક્ષોભ વિદ્રવ ને સંફેટ હોય. સ્ત્રીનાં ભેદન અપહરણ ઉપમર્દ વગેરેથી જેમાં પ્રેમનો પ્રસંગ ખડો થતો હોય. વ્યાયોગમાં પુરુષપાત્રોમાં વૃત્તિ રસો વગેરે જે લાવવામાં આવે છે તે ઈહામૃગમાં આવે; અપવાદ-માત્ર એટલો કે ઈહામૃગમાં નાયિકા તરીકે દેવાંગના હોય. જ્યારે વધનો પ્રસંગ આવનાં વધ કરવાના અંત ઉપર આવે ત્યાં ઈહામૃગમાં કોઇ હેતુ રજૂ કરી યુદ્ધનો પ્રસંગ ટાળી નાખવો જોઇયે. (૮૨-૮૬)

ડિમ—એનું વસ્તુ સુપ્રસિદ્ધ, એના નાયક ઉદાત્ત, છ રસ, અને ૪ અંક હોવા જોઇયે. આમાં શૃંગાર અને હાસ્ય એ બે રસ ન જોઇયે. એમાં ધરતીકંપ ગ્રહણ ઉલ્કાપાત યુદ્ધ દ્વંદ્વયુદ્ધ પડકાર અને સક્રોધ યુદ્ધ હોવાં જોઇયે એમાં કપટ, ઇંદ્રજાલ, અનેક જનસંચાર, ભેદ હોય, ને ૧૬ પાત્રો હોવાં જોઇયે, જેમાં નાગો રાક્ષસો યક્ષો અને પિશાચો હોય. વૃત્તિ સાત્વની અને આરભટી.(૮૭-૮૯)

વ્યાયોગ—એમાં સુપ્રસિદ્ધ નાયક, થોડાં સ્ત્રીપાત્રો, અને માત્ર એક જ દિવસનો પ્રસંગ હોય. સમવકારની જેમ એમાં ઘણાં પુરુષ-પાત્ર આવે-પણ એના જેટલો વિસ્તાર ન થાય. વ્યાયોગ માત્ર એક અંકનો જ થઈ શકે. એનો નાયક કોઈ રાજર્ષિ હોય-નહિ કે કોઈ દેવકોટિનો. એમાં યુદ્ધ દ્વંદ્વયુદ્ધ પડકાર, અને સક્રોધ વિગ્રહ હોય. એના મૂળમાં આમ દીપ્તિવાળો રસ-વીરરસ હોય. (૮૯-૯૭)

ઉત્સૃષ્ટિકાંક—એનું વસ્તુ કોઈ પ્રખ્યાત વિષય હોય; કદાચ અપ્રખ્યાત પણ ચાલે. પણ એમાં દિવ્ય પુરુષો ન જોઈએ; સામાન્ય પુરુષો જ હોય. એમાં મુખ્ય રસ કરુણ હોય. એમાં સ્ત્રીઓનાં આક્રંદ, નિર્વેદયુક્ત સંવાદો—જ્યારે યુદ્ધ અને સખત લડાઈનો અંત આવ્યો હોય ત્યારે વ્યાકુલતાભરી અનેક ચેષ્ટાઓ. સાત્વતી આરભટી અને કૈશિકી વૃત્તિ આમાં ન જ આવી શકે. (૯૮–૧૦૦)

અહીં નાટ્યશાસ્ત્રકારે બધા નાટ્યપ્રયોગ ભારતવર્ષની રમણીય ભૂમિમાં જ કરવા, અને એ રીતે આ દેશની કેટલીક વિશેષતાનો ખ્યાલ આવ્યો છે. (૧૦૧–૧૦૪)

પ્રહસન—પ્રહસનના બે પ્રકાર છે: ૧. શુદ્ધ અને ૨. મિશ્ર. *ભગવત્ (શૈવ ગુરુઓ), તાપસો, ભિક્ષુઓ અને બ્રાહ્મણોના હાસ્યજનક સંવાદ, હલકી જાતના પુરુષોની ઠઠ્ઠામશ્કરીનાં ભાષણ, આવા બધાનાં આચાર અને ભાષાનાં હૂબહૂ ચિત્ર–એ શુદ્ધ; અને વેશ્યા ચાકરો હીજડા ધૂર્તો વિટો અને કુલટાઓની અસંસ્કારી વેશભૂષાવાળી ચેષ્ટાઓ વગેરે હોય તે મિશ્ર. પ્રહસનમાં લોકોપચારનો કોઈ પ્રસંગ અને એમાં દંભની મૂર્તતા નિરૂપવાની હોય છે. એમાં વીથીનાં અંગ યથાવસરના આવે.

કરે, આકાશભાષિતની જેમ; અને એ પ્રમાણે અંગચેષ્ટાઓ બનાવે. ભાણમાં શઠ અને વિટ પાત્ર તરીકે હોય અને પોતાની વિભિન્ન સ્થિતિનો ખ્યાલ આપે. એનો અંક એક જ હોય છે. (૧૧૨–૧૧૫)

**વીથી**—વીથીમાં બે પાત્ર પણ હોય, કેટલીક વાર એક જ પાત્ર હોય એમાં શ્રેષ્ઠ મધ્યમ કે અધમ પ્રકારનાં પાત્ર પણ હોઈ શકે. બધા રસોની ભરમાર એમાં હોય

વીથીના ૧૩ પ્રકાર છે: ઉદ્ઘાત્યકથી ગંડ સુધીના. આ પછીથી એ ૧૩ પ્રકારનાં લક્ષણ અપાયાં છે. (૧૧૬–૧૩૫)

આ ઉપરાંત લાસ્યના વિધિમાં પણ કેટલાંક અંગ ભજવી બનાવવાનાં હોય છે. આનો પણ નાટકમાં જ સમાવેશ છે. એની ભજવણી 'ભાણ'ની જેમ એક જ પાત્રથી કરવામાં આવે છે. એનો વિષય 'પ્રકરણ'ના પ્રકારનો અને એમાં કોઇનો કોઇ સાથે પ્રેમપ્રસંગ નિરૂપવાનો હોય છે. આના ગેયપદથી ભાવિક સુધીના ૧૨ પ્રકાર છે. લાસ્યના ક્રોધ કે આનંદમાંથી ખડા થતા આ આટલા પ્રકાર છે. (૧૩૬–૧૫૩)

**નોંધ**—આ અધ્યાયમાં આમ નાટ્યના દસ પ્રકારનું સ્વરૂપ બનાવવાનો પ્રયત્ન છે. આમાં વધારામાં નાટકા અને લાસ્યનો પણ નિર્દેશ થયો છે. નાટ્યશાસ્ત્રકારના સમયમાં બીજા ઉપરૂપકોનો વિકાસ જોવા મળતો નથી, એ ખાસ નોંધપાત્ર છે. એ આખો વિકાસ પછીના ૧૦૦૦ વર્ષમાં થયો છે.

**અધ્યાય ૨૧**—ઇતિવૃત્તિને કાવ્યનું શરીર કહ્યું છે. એના વિભાગ પાંચ સંધિઓથી સંધાય છે. આ ઇતિવૃત્તના આધિકારિક અને પ્રાસંગિક એવા બે પ્રકાર છે. ફલપ્રાપ્તિને સાધન ગણી સામર્થ્યપૂર્વક જે કાર્ય ઊભું કરવામાં આવ્યું હોય છે તે આધિકારિક, આનીતું એને પોષણ આપતું જે કાંઈ તે પ્રાસંગિક. (૧–૫)

**અવસ્થા**—નાયકને ઉદ્દેશે ફલની પ્રાપ્તિએ પહોંચવા સુધીમાં જુદી

જુદી પરિસ્થિતિમાંથી પસાર થવું પડે છે. આવી પરિસ્થિતિ તેને અવસ્થા કહે છે અને એના પાંચ પ્રકાર કે ભૂમિકા છે. એ પાંચ તે પ્રારંભ પ્રયત્ન પ્રાપ્તિસંભવ ફલપ્રાપ્તિ અને ફલયોગ. બીજના સૂચન સાથે ભવિષ્યમાં થવાના ફલયોગનો ઉત્સુકતા માત્રથી સંબંધ એ **આરંભ.** ફલપ્રાપ્તિને ન જોવાથી એના તરફ ઉત્સુકતાથી ગમન એ **પ્રયત્ન.** કાંઇક પણ પ્રાપ્તિની જ્યાં કલ્પના ભાવ માત્રથી હોય ત્યાં એ **પ્રાપ્તિસંભવ.** જ્યાં ભાવથી નિયત ફલપ્રાપ્તિનું દર્શન થાય છે ત્યાં એ **ફલપ્રાપ્તિ.** બધું જ પતી જવાને અંતે જે ક્રિયાફલ ઇષ્ટસ્વરૂપે મળી જાય તે **ફલયોગ.** (૬–૧૫)

આ પાંચ અવસ્થાને પાંચ અર્થપ્રકૃતિ છે તે બીજ બિંદુ પતાકા પ્રકરી અને કાર્ય છે. જે પોતે ખૂબ જ સૂક્ષ્મ હોય છે, પણ જે અનેક સ્વરૂપે પ્રસરતું હોય છે અને છેવટ ફલરૂપે બની જાય છે તે **બીજ.** મુખ્ય પ્રસંગનો વિચ્છેદ આવતો હોય ત્યારે જે પ્રસંગના સાતત્યને જાળવી રાખે છે તે **બિંદુ.** નાટકના મુખ્ય પ્રસંગને પોષક થાય, એ રીતે જ નિરૂપાઈ જાણે કે મુખ્ય પ્રસંગ હોય તેવો ભાસ આપે તે **પતાકા.** મુખ્ય પ્રસંગને કારણે જ એવા પ્રસંગનું પરિણામ મૂર્ત કરવામાં આવ્યું હોય કે જેને બીજો કોઈ અનુબંધ ન હોય તે **પ્રકરી.** ફલની પ્રાપ્તિને માટે કરવામાં આવેલા પ્રયત્નોનું જ્યાં નિષ્ણાતોને મુખે સફળ નિરૂપણ રજૂ કરવામાં આવ્યું હોય તે **કાર્ય.** આમાં જેની જે સમયે મુખ્ય જરૂર હોય ત્યારે તે મુખ્ય ગણાય ને બાકીનાં સહાયક થાય. (૧૬–૨૮)

પતાકાસ્થાનમાં એક કે વધુ સંધાન–પ્રસંગ આપવામા આવેલ હોય છે. આ મુખ્ય પ્રસંગનો હેતુ બર લાવનારાં હોઈ એને **અનુબંધ** કહે છે. પતાકા ગર્ભ કે વિમર્શ સંધિ આવતાં પૂરી થઈ જાય છે, કારણ કે મુખ્ય પ્રસંગને સહાયક થવાની એની ક્રિયા ત્યાં સમાપ્ત થતી હોય છે. આ પતાકાસ્થાનના ચાર પ્રકાર છે.

ભજવવાને માટેની નાટ્યકૃતિને પાંચ સંધિઓ અને ચાર પતાકાસ્થાન હોય છે. આ પાંચ સંધિ તે મુખ પ્રતિમુખ ગર્ભ વિમર્શ અને નિર્વહણ. જ્યાં અનેક હેતુઓ અને રસોનું બીજ રજૂ થાય છે તે સંધિ તે

મુખ. જ્યાં શરૂમાં બીજની સ્પષ્ટતા થતી હોય અને વચ્ચે ક્યાંક એ દેખાય અને ક્યાંક એ તદ્દન અદૃશ્ય થઈ જાય તે **પ્રતિમુખ.** જ્યાં બીજનો વિકાસ—એની સફળતામાં કે નિષ્ફળતામાં રજૂ થતો હોય તે **ગર્ભ.** જ્યાં કાંઈક પ્રલોભન રોષ કે આપત્તિને કારણે ગર્ભમાં વ્યક્ત થતા બીજને કાંઈક સફળતા મળતી હોય તે **વિમર્શ.** બીજ સહિત બધા હેતુઓની જ્યાં સફળતા સાથે પ્રાપ્તિ તે **નિર્વહણ.** (૨૯–૪૩)

નાટક અને પ્રકરણમાં આ પાંચે સંધિ અનિવાર્ય છે. વ્યાયોગ અને ઈહામૃગમાં ત્રણ સંધિ જોઈએ; એમાં ગર્ભ અને વિમર્શ ન જોઈએ; ને કૈશિકી વૃત્તિ પણ નહિ. ડિમ અને સમવકારમાં ચાર સંધિ જોઈએ; એમાં વિમર્શ ન જોઈએ. વીથી અને ભાણમાં માત્ર મુખસંધિ અને નિર્વહણ સંધિ જ આવે; ને વૃત્તિ માત્ર ભારતી. આ પ્રમાણે દસ રૂપકોમાં સંધિઓની વ્યવસ્થા કરવી. (૪૪–૪૭)

આ સંધિઓની બીજી ૨૧ પેટાસંધિઓ સામથી લઈ મદ સુધીની છે. (૪૮–૫૧)

જે પાંચ મુખ્ય સંધિઓ કહી તેઓમાંની પ્રત્યેકને પોતપોતાનાં અંગ છે કે જે તે તે સંધિમાં જુદાં જુદાં કાર્યનો ખ્યાલ આપતાં હોય છે. મુખનાં ઉપક્ષેપથી ભેદ સુધીનાં ૧૮, પ્રતિમુખનાં સમીહાથી લઈ વર્ણસંહાર સુધીનાં ૧૩, ગર્ભનાં અભૂતાહરણથી વિદ્રવ સુધીનાં ૧૩, વિમર્શનાં અપવાદથી લઈ પ્રરોચના સુધીનાં ૧૨, અને નિર્વહણનાં સંધિથી લઈ પ્રસક્તિ સુધીનાં ૧૪ એમ પાંચે સંધિનાં થઈ ૬૬ અંગ છે. નાટ્યશાસ્ત્રકારે પ્રત્યેકનાં લક્ષણ આપ્યાં છે. (૫૨–૧૦૫)

અર્થોપક્ષેપક પાંચ છે : વિષ્કંભક ચૂલિકા પ્રવેશક અંકાવતાર અને અંકમુખ. (૧૦૮). આમાં વિષ્કંભકના ૨ પ્રકાર : શુદ્ધ અને મિશ્ર. શુદ્ધમાં મધ્યમ પાત્રોનો સંસ્કૃતમાં સંવાદ; મિશ્રમાં મધ્યમ અને અવરનો સંસ્કૃત–પ્રાકૃતમાં સંવાદ. પડદાની પાછળ રહીને ઉચ્ચ મધ્યમ કે કનિષ્ઠ પાત્રો જે અર્થોપક્ષેપ કરે તે **ચૂલિકા.** (માત્ર પહેલા અંકના આરંભના નહિ, બાકી બીજા અંકો પછી, કોઈ પણ અંકના આરંભમાં

કોટિનાં પાત્રોના સંવાદના રૂપમાં મુખ્ય પ્રસંગ સાથે સંબંધ પ્રસંગોના નિર્દેશ આવે તે **પ્રવેશક.** બે અંકોની વચ્ચે યા અંકમાં પણ જે બીજના હેતુનો નિર્દેશ કરવા યોગ્ય હોય તે **અંકાવતાર** (નાટકમાં નાટક જેવું આ છે.), જ્યારે અંકમાંના સમગ્ર પ્રસંગનો સાર મુખ્ય પાત્રના મુખમાં અંકના આરંભમાં રજૂ થાય તે **અંકમુખ.** (૧૦૮–૧૧૬)

૧૧૭–૧૩૩ માં 'નાટક'માં આ બધાંનો પૂરતો ઉપયોગ કરી લોકચરિતને યથાર્થવત્ રજૂ કરવાનું સૂચવાયું છે.

**નોંધ**—નાટકના બંધારણના વિષયમાં તો નાટ્યશાસ્ત્રકારનું આટલી ચોક્કસાઈભરેલું દર્શન અદ્ભુત છે. અવસ્થાઓ સંધિઓ સંધ્યંગો સંધ્યંતરો અર્થોપક્ષેપો આદિનો પૂર્ણ ખ્યાલ રાખી નાટ્યની રચના કરવામાં આવે તો નાટ્યકૃતિ જરૂર રોચક થયા વિના ન રહે. આજની નાટ્યકૃતિઓમાં પણ આ પ્રયુક્ત થતાં હોય છે.

**અધ્યાય ૨૨**—બાવીસમા અધ્યાયમાં ભારતી સાત્વતી કૈશિકી અને આરભટી તેમજ એનાં અંગોનો ખ્યાલ આપવામાં આવ્યો છે. શરૂમાં ભારતી આદિ વૃત્તિઓના નામકરણની પૌરાણિક આખ્યાયિકા આપવામાં આવી છે. (૨–૨૪)

પુરુષો જેનો પ્રયોગ કરતા હોય, જેમાં સ્ત્રીઓ ન જ હોય, માત્ર સંસ્કૃત ભાષામાં જ હોય—અને જે ભરતોએ—નટોએ પ્રયોજી છે તે **ભારતી** વૃત્તિ. આ વૃત્તિના પ્રરોચના આમુખ વીથિકા અને પ્રહસન એવા ચાર ભેદ છે. આમાં આમુખના કથોદ્ઘાત પ્રયોગાતિશય અને પ્રવૃત્તક એવા ત્રણ ભેદ છે. (૨૫–૩૭)

જે સાત્વત ગુણ અને ન્યાયયુક્ત વૃત્તવાળી છે, હર્ષથી આકરાપણું પામેલી છે અને જેમાં શોકભાવ ટાળી નખાયો છે તે **સાત્વતી** વૃત્તિ. એના ઉત્થાપક પરિવર્તક સંલાપક અને સંઘાતક એવા ચાર ભેદ છે. (૩૮–૪૫)

(જેમાં સુંદર વેશભૂષા કરવામાં આવી હોય, જે માત્ર સ્ત્રીઓના જ

સંવાદમાં હોય, જેમાં નૃત્ત ગીત વગેરે ખૂબ હોય તે કૈશિકી વૃત્તિ. એના નર્મ નર્મસ્ફૂર્જ નર્મસ્ફોટ અને નર્મગર્ભ એવા ચાર ભેદ છે. (૪૭–૫૪) )

જેમાં ખૂબ ધમાલ હોય, ખૂબ બોલાચાલી અને કૂડકપટ હોય, દંભ–અનૃત વચનો હોય તે **આરભટી** વૃત્તિ. એના સંક્ષિપ્તક અવપાત વસ્તૂત્થાપન અને સંફેટ એવા ચાર પ્રકાર છે. ( ૫૬–૬૩ )

શૃંગાર અને હાસ્યમાં કૈશિકી, વીર અને અદ્ભુતમાં સાત્વતી, બીભત્સ અને રૌદ્રમાં આરભટી, અને કરુણ તથા અદ્ભુત રસમાં ભારતી પ્રયોજવામાં આવે. ( ૬૫–૬૬ )

**નોંધ**—વૃત્તિઓ એટલે શૈલીઓ. જુદા જુદા રસમાં એની સ્વાભાવિકતા જળવાઈ રહે એ રીતે કરવામાં આવતો ભાષાપ્રયોગ–એ સાથે એવો ભાષાપ્રયોગ કરવામાં જોઈતાં પાત્રાદિક.

**અધ્યાય ૨૩**–આહાર્ય એટલે વેશભૂષા. આ ત્રેવીસમા અધ્યાયમાં નાટ્યને ઉપકારક વેશભૂષા આદિક કેવાં કરવાં એનો નાટ્યશાસ્ત્રકારે ખ્યાલ આપ્યો છે.

**અધ્યાય ૨૪**–આમાં સામાન્ય અભિનયને અનુકૂળ હાવભાવ કેવા સ્વરૂપમાં મૂર્ત કરવા એ બતાવવામાં આવ્યું છે. ( ૬–૨૦૨ )

શ્ર. ૨૦૩–૨૧૨માં વાસકસજ્જા વિરહોત્કંઠિતા સ્વાધીનભર્તૃકા કલહાંતરિતા ખંડિતા વિપ્રલબ્ધા પ્રોષિતભર્તૃકા અને અભિસારિકા એ આઠ પ્રકારની નાયિકાઓના હાવભાવ આદિક કેવી રીતે નાટ્યમાં મૂર્ત કરવા એ સૂચવાયું છે. ( ૨૧૩–૨૮૩ ) એમનું સમગ્ર કામતંત્ર કહેવામાં આવ્યું છે. આ પછી અંતઃપુરના સંબંધનો શૃંગારરસમૂલક વિધિ બતાવી, નારીઓએ પ્રાણજોને કહેવાનાં વચનો અને દિવ્ય અંગનાઓનાં વેશભૂષાનો વિધિ કહેવાયેલો છે. ( ૨૮૪–૩૨૦ )

**અધ્યાય ૨૫**–આ અધ્યાય એક રીતે કામશાસ્ત્રવિષયક છે. એમાં વૈશિક પુરુષનાં લક્ષણ, દૂતીનાં પ્રકાર અને લક્ષણ, મદનાતુર નારીના પ્રકાર, હૃદયગ્રહણના ઉપાય, સ્ત્રી–પુરુષના વૈરાગ્યનાં કારણ, નારીઓનાં ભાવગ્રાહી કર્મો, ત્રણ પ્રકૃતિનો નારીભેદ, ચાર યૌવનબંભ, પ્રયોગમાં

વિધના, કામતંત્રને અનુકૂળ રહી સ્ત્રીઓ તરફની પુરુષોની દામ ભેદ અને દંડનો ઉપયોગ વગેરે આપવામાં આવ્યું
૮)

અધ્યાય ૨૬–આંગિક અભિનયના વિષયમાં પૂર્વે જે કહેવાઇ ગયેલું છે તે ઉપરાંત જે કાંઈ બાકી રહી ગયું છે તે આ અધ્યાયમાં આપવામાં આવેલું છે. આમા ચિત્રાભિનય (૧–૧૨૨) જુદા જુદા સમય, જુદા જુદા પ્રસંગ, જુદી જુદી ઋતુઓ, જુદા જુદા ભાવો–વિભાવો–અનુભાવો, હર્ષ ક્રોધ ઈર્ષ્યા દુઃખ ભય વગેરે કેવી રીતે મૂર્ત કરવાં, શુક ખર ઉષ્ટ્ર વગેરેના અભિનયો...આકાશવચન આત્મગત અપવારિતક જનાંતિક કર્ણનિવેદન પુનરુક્ત સ્વપ્નાયિત મરણાભિનય વિપ્રયોગ વગેરે કેવી રીતે રંગપીઠ ઉપર કરી બતાવવાં એનો ખ્યાલ આપવામાં આવ્યો છે. પ્રત્યેક નટ–નટીએ આ પૂર્ણ સ્વરૂપે અભિનયમાં ઉતારતાં શીખી લેવું જ જોઇયે.

અધ્યાય ૨૭–નટે પ્રાપ્ત કરવાની સિદ્ધિઓનો પરિચય સત્તાવીસમા અધ્યાયમાં છે. વાણી સત્ત્વ અને અંગચેષ્ટા એ ત્રણ ઉપરનું પૂર્ણ પ્રભુત્વ એ સિદ્ધિ. એના વાણીની અને શરીરની એવા બે ભેદ છે. એ માનુષી તેમજ દૈવિકી એમ ઉભય પ્રકારની છે. (૧–૧૧)

આ પછી ઘાત, નાટકમાં ગંભીર અર્થનો પ્રયોગ, પ્રેક્ષકોના ગુણ, પ્રાશ્નિકોના ભેદ, સંઘર્ષ, પ્રેક્ષકોના આસનનો વિધિ, નાટચચાર, પૂર્વાહ્ણ અપરાહ્ણ પ્રદોષ અને પ્રભાતમાં પ્રયોજવાનાં નાટચ—જેમકે કાનને રમણીય, ધર્મના આખ્યાનવાળું—શુદ્ધ અને વિકૃત એમ બે પ્રકારનું દિવસના પહેલા અર્ધમાં ભજવવું; પ્રબલતાવાળું, ખૂબ વાદ્યોવાળું અને સિદ્ધિઓવાળું દિવસના પાછલા ભાગમાં ભજવવું; કૈશિકીવૃત્તિવાળું, શૃંગારખચિત, ગીતો અને વાદ્યોવાળું પ્રદોષ–સાંઝ પછીને સમયે ભજવવું; જેમાં કોઈ મહત્તા મૂર્ત થતી હોય, કરુણતા હોય તે પ્રભાતકાળે ભજવવું; મધરાતે મધ્યાહ્નને સંધ્યાભોજનને સમયે નાટચપ્રયોગ કરવો નહિ. (૧૮–૯૩)

અધ્યાય ૩૨—આ અધ્યાય ધ્રુવાઓના સ્વરૂપ વિશેનો છે. નાટકના આરંભમાં તેમજ વચ્ચે ને અંતે પણ જરૂર પડતાં ગાવામાં આવતી ચીજ આ ધ્રુવાઓ છે. આ ધ્રુવાઓ અનેક છંદોની બનેલી છે. આ ધ્રુવાઓના ૧. પ્રાવેશિકી, ૨. આક્ષેપિકી, ૩. પ્રાસાદિકી, ૪. અંતરા અને ૫. નૈષ્ક્રામિકી એવા પાંચ ભેદ છે. (૧–૨૪)

આ પૂર્વે અ. ૨૮ માં ગાંધર્વના લક્ષણમાં સ્વર તાલ પદયુક્ત તે ગાંધર્વ કહ્યુ—તેમાનુ પદ એ સ્વર અને તાલનુ અધિકરણ બને છે. જે કાંઈ અક્ષરોનો સમૂહ તે પદ. એ પદના નિબદ્ધ અને અનિબદ્ધ એવા બે પ્રકાર છે. એના પાછા અતાલ અને સતાલ એવા બે ભેદ છે. આમાંના 'સતાલ'નો ઉપયોગ ધ્રુવાઓમાં છે. પરતુ જેમાં કરણો સાથે છે—જેમાં આતોદ્યનું અનુરંજક છે, તે પદ અતાલ અને અનિબદ્ધ છે. (૨૫)

નિબદ્ધ પદમાં અક્ષરોનો સબધ નિયત હોય છે—એમાં છંદ અને યતિ છે અને અનેક પ્રકારના છદોમાથી એ થયેલુ છે; જેના છંદ યતિ અને પાદ સ્વેચ્છા મુજબ થયા હોય—એના અક્ષર પણ નિયત હોય, તેવું અનિબદ્ધ પદ પણ છે જેમાં તાલ અને લયયુક્ત અક્ષરો હોય છે. (૨૬–૩૦)

આ પછી જુદી જુદી ધ્રુવાજાતિઓનો ખ્યાલ આપી ધ્રુવાઓમાં ઉપયોગી એવા એક અક્ષરનાથી લઈ ૨૬ અક્ષરના સુધીના જુદા જુદા છંદોનાં લક્ષણ આપી—એ છંદો ધ્રુવાઓના પાચ પ્રકારમાંથી ક્યા ક્યામાં પ્રયોજાય છે એ બતાવવામા આવ્યું છે. ઉદાહરણો શરૂના પાંચ છંદ સિવાય બધા પ્રાકૃત ભાષામા આપવામાં આવ્યાં છે. (૩૧–૩૨૪)

નાટ્યશાસ્ત્રકારે કેવા કેવા પ્રકારનાં પાત્રોએ કેવા કેવા સંજોગોમા કઇ કઇ ધ્રુવાઓ રજૂ કરવી એનો વિસ્તારથી ખ્યાલ આ પછી આપ્યો છે. (૩૨૫–૪૫૭)

આ પછી ગાતા અને વાદકનાં લક્ષણ આપવામાં આવ્યા છે, એમાં પુરુષના ગાનની ક્યાં આવશ્યકતા અને સ્ત્રીના ગાનની ક્યાં આવશ્યકતા એનો પણ નિર્દેશ થયો છે (૪૫૮–૪૭૩).

ગુણ આપતાં જણાવ્યું છે કે—સ્મૃતિ, મતિ, મેધા, અને શિષ્યોનું ખેંચાણ, એ છ ગુણ આચાર્યના છે. તે મેધા સ્મૃતિ શ્લાઘા રાગ સંઘર્ષ અને ઉત્સાહ એ છ ગુણ (.૭૪-૪૭૫) )

શ્રાવક, ધન, સ્નિગ્ધ, મધુર, સૂરીલાપણું, અને મુખાદિ ત્રણે સ્થાનમાં શોભન સ્થિતિ—એ કંઠના છ ગુણ છે. (૪૭૬-૪૭૯)

કંઠના પાંચ દોષ તે કપિલ, અવસ્થિત (બેઠેલો), કાકી, તુંબી અને સંદષ્ટક (ચાંપીને કરેલો) છે (૪૮૦-૪૮૨).

અધ્યાય ૩૩–મૃદંગ પણવ અને દર્દુર કેવી રીતે વગાડવાં એ આ અધ્યાયમાં આપવામાં આવ્યું છે (૧-૨૫૫). છેવટે હસ્ત અને વાદકનાં લક્ષણ આપ્યાં છે.

અધ્યાય ૩૪–ચોત્રીસમા અધ્યાયમાં પુરુષ અને સ્ત્રીઓની ઉત્તમ મધ્યમ અને અધમ એ ત્રણ પ્રકારની પ્રકૃતિ વિશે કહેવામાં આવ્યું છે, જ્યાં એ પ્રકૃતિ-પ્રકારનાં વિભિન્ન લક્ષણ પણ બતાવાયાં છે. (૧-૧૪)

અહીં ધીરોદ્ધત ધીરલલિત ધીરોદાત્ત અને ધીરપ્રશાંત એવા નાયકના ચાર પ્રકાર બતાવ્યા છે; જ્યાં દેવો ધીરોદ્ધત, રાજાઓ ધીરલલિત, સેનાપતિ અને અમાત્ય ધીરોદાત્ત, અને બ્રાહ્મણો અને વણિજો ધીરપ્રશાંત કહ્યા છે. આ નાટકોને માટે ચાર પ્રકારના વિદૂષક નાટકમાં પ્રયોજવાના હોય છે. (૧૫-૨૩)

નાયિકાના પણ ધીરા લલિતા ઉદાત્તા અને નિભૃતા એવા ચાર પ્રકાર છે. આમાં ઉદાત્તા અને નિભૃતા એ કુલાંગના હોય, અને લલિતા તથા ઉદાત્તા ગણિકા અને શિલ્પકારિણી હોય. (૨૪-૨૫)

અંતઃપુરનાં મહાદેવી-પટરાણી અને દેવીઓ-બીજી રાણીઓ હોય છે; એ ઉપરાંત રખાતો શિલ્પકારિણીઓ નટીઓ અનુચરીઓ પરિચારિકાઓ સંચારિકાઓ પ્રેષણચારિકાઓ મહત્તરીઓ પ્રતીહારીઓ કુમારિકાઓ અને બુઢ્ઢીઓ, એ હોય છે. આ બધા પ્રકારની સ્ત્રીઓમાં કેવાં લક્ષણ હોવાં જોઈએ એ નાટ્યકારે અહીં બતાવ્યું છે (૨૯-૫૭).

એમાંની ક્યા પ્રકારની સ્ત્રીઓનો ક્યાં ઉપયોગ છે એ પણ પછી કહ્યું છે. (૫૮–૬૬)

આ અંતઃપુરનાં માણસોનું. ઉપરાંત રાજાને બહારના પુરુષોનું જે મંડળ હોય છે તે પોતા ઉપરાંત સેનાપતિ પુરોહિત મંત્રીઓ સચિવો પ્રાડ્‌વિવાકો કુમારકૃતો અને એવા બીજા પણ હોય છે, એનાં નાટ્યશાસ્ત્રકારે અહીં લક્ષણ પણ આપ્યાં છે. (૬૭–૭૮)

રાજાએ બૃહસ્પતિના અર્થશાસ્ત્ર દ્વારા આનાં લક્ષણ જાણી એનો વિનિયોગ કરવાનું કહ્યું છે. (૭૯)

અધ્યાય ૩૫—જુદાં જુદાં પાત્રોએ પોતપોતાનો વેશ કેવી રીતે ભજવવો એવું ખૂબ જ સૂચક દોરવણું આ પાંત્રીસમા અધ્યાયમાં કરવામાં આવ્યું છે.

જ્યાં દાસની ભૂમિકા ભજવવાની હોય ત્યાં ધ્રૂજતો, ઠિંગણો, કૂબડો, વિકૃત, વિકૃત–મુખવાળો, આંખના કાર્ય વિનાનો, સ્થૂલ, હાંસડી ને નાક ટૂંકાં હોય તેવો, ખરાબ પોશાકવાળો, ખરાબ સ્વભાવનો, વિકૃત આકારવાળો એવો માણસ પ્રયોજવો. (૨–૩½)

થાકી ગયેલો બતાવવાને દૂબળો માણસ મૂકવો. (૪)

નીરોગી માણસ જોઈયે ત્યાં સ્થૂળ માણસ મૂકવો. આવા માણસો ન મળે તો આચાર્યે ભાવ અને ચેષ્ટા તેમજ સ્વભાવને શોભાવે તેવા માણસોની પસંદગી કરી લેવી. × × × યથાસ્થાને આમ નાટ્યધર્મીનું પાલન કરવું. જ્યાં ઘણા હાથવાળો, ઘણાં મુખવાળો, વિકૃત મુખવાળો, તેમજ પશુ શ્વાપદ સિંહ ગધેડા ઊંટ હાથી અને એવાં જ અનેક રૂપ કરવાની જરૂર પડે તો ત્યાં જરૂરિયાત મુજબ માટી લાકડું જન ચામડું આદિકથી આચાર્યની દોરવણી પ્રમાણે બાંધવું જોઈયે. જે પ્રમાણે રંગમંડપ ઉપર પાત્રની ભજવણી સ્વાભાવિક રૂપમાં થાય તે પ્રમાણે નટે પોતાના સ્વરૂપને બરાબર આવરી લઈ રંગ–ભૂષા વગેરેથી સાધી લેવું (મેક–અપ) જોઈયે. નાટ્યકર્મમાં જેનો વેશ રજૂ કરવાનો

હોય તેનું જેવું રૂપ, જેવી પ્રકૃતિ તે બધું અદ્દલોઅદ્દલ આવવું જોઈએ–વય વેશ વગેરે બધું જ. (૫–૧૨)

જેમ પ્રાણી પોતાના સ્વભાવનો ત્યાગ કરી બીજાના દેહનો આશ્રય કરી એ બીજા રૂપનો સંપૂર્ણ ભાવ સ્વીકારી લે તે પ્રમાણે 'એ હું જ છું' એવું મનમાં સતત રાખી વાણી અંગચેષ્ટા ગતિ લીલા અને હાવભાવથી કરવું જોઈએ. (૧૩–૧૪)

મનુષ્યની પ્રકૃતિ ૧. અનુરૂપ, ૨. વિરૂપ અને ૩. રૂપાનુસારિણી એમ ત્રણ પ્રકારની છે. (૧૫)

આ જ પ્રમાણે સ્ત્રીઓ સ્ત્રીસ્વભાવમાં અને પુરુષો પુરુષસ્વભાવમાં જે કાંઈ પોતાની વય જે હોય તે પ્રમાણે કરે તે **અનુરૂપ.** કોઈ નાની ઉંમરનો માણસ વૃદ્ધની ભૂમિકા અને વૃદ્ધ નાનાની ભૂમિકા ભજવે તે **વિરૂપ.** પુરુષ સ્ત્રીનો વેશ ભજવે અને સ્ત્રી પુરુષનો વેશ ભજવે તે **રૂપાનુસારિણી.** (૧૬–૧૯)

સ્ત્રીની ભૂમિકાની ભજવણી સુકુમાર થાય એમ કરવી. દિવ્ય સ્ત્રીજનોનો અભિનય પણ એ જ રીતે એમાં સ્ત્રીત્વ હોઈને ખૂબ જ મધુર અને સુકુમાર કરવો. સ્ત્રીમાં શૃંગારરસની પ્રચુરતા હોય એ પ્રમાણેનું સૌષ્ઠવ લાવવું. (૨૦–૨૯)

જે કાંઈ સાધી લેવાનું હોય છે તે વર્ણક અને ભૂષણોથી સાધી લેવામાં આવે......રાજાના ગુણ કાંઈ સામાન્ય નટમાં આવી જતા નથી, પણ ગંભીરતાના અભિનયથી રાજાપણું મૂર્ત કરે છે. આ બધું આચાર્ય પોતાના બુદ્ધિબળથી સાધી આપે છે........(૩૭-૪૪)

**સૂત્રધારનાં લક્ષણ**—ચતુર, આતોદ્યમાં કુશળ, શાસ્ત્રકર્મોના શિક્ષણવાળો, અનેક પ્રકારનાં પાખંડ કાર્યોનો જ્ઞાતા, નીતિશાસ્ત્ર અને અર્થશાસ્ત્રનો જાણકાર, વેશ્યાઓના ઉપચારમાં નિપુણ, કામશાસ્ત્રનો સમજદાર, અનેક પ્રકારનાં ગીતોના પ્રચારનો જ્ઞાતા, રસ અને ભાવમાં વિશારદ, નાટ્યપ્રયોગમાં કુશળ, અનેક પ્રકારની વિદ્યામાં પ્રવીણ, કાવ્યરચના કરી શકનાર, બધાં શાસ્ત્રોમાં પ્રવીણ, ગ્રહ અને નક્ષત્રનાં તત્ત્વનો જાણકાર, દેહના વ્યાપારોમાં કુશળ, પૃથ્વી દ્વીપ મુલકો પર્વતો મનુષ્યોનાં પ્રમાણ અને ચરિત્રનો જ્ઞાતા, રાજવંશમાં જન્મેલો, પોતે શ્રોતા, અને શાસ્ત્રાર્થ સાંભળીને એને હૃદયમાં બરોબર સમજનારો, અને એમ ધ્યાનમાં લઈ કરી બતાવનારો ને ભજવી બતાવનારો; આવો આચાર્ય સૂત્રધાર થાય. સ્મૃતિ, મતિ, ધીરજ, ઉદારતા, વાણીની સ્થિરતા, કવિપણું, નીરોગિતા, મધુરતા, ક્ષમા, દમન, પ્રિયવાદિતા, ક્રોધનો અભાવ, સત્ય વાણી, ચતુરાઇ, પવિત્રતા, નિર્લોભિતા, આ સૂત્રધારના સ્વાભાવિક ગુણ છે. (૪૫-૫૨½)

સૂત્રધારથી જરા ઓછી કક્ષાનો મધ્યમ પ્રકારની પ્રકૃતિવાળો પારિપાર્શ્વક જોઇયે. ઊજળો, રૂપાળો, જોઇને તરત જ એ પ્રમાણે કરી બતાવનારો, બુદ્ધિશાળી, વિધિનો જાણકાર અને પોતાનાં કામમાં એ કુશળ હોવો જોઇયે. બધા પ્રયોગ કરનારા સૂત્રધારના ગુણના હોવા જોઇયે. (૫૩-૫૪½)

આ પછી નાટ્યશાસ્ત્રકારે વિટ શકાર વિદૂષક વગેરે કેવા હોવા જોઇયે એ સૂચવ્યું છે. (૫૫-૬૦)

અહીં ગણિકા અને નાયિકાની ભૂમિકાનાં લક્ષણ પછી આપી—નાટ્યશાસ્ત્રકારે ભરતો—નટો કેવા હોવા જોઇયે એ બતાવ્યું છે (૬૧-૭૦).
—આમાં વિદૂષક તૌરિક નટ સૂત્રધાર નાટ્યકાર મુકુટકાર આભરણ-

કે આ પૂર્વે પૂર્વરંગમાં વિઘ્ન ન થવા માટે જે કાંઈ કરવાપણું છે તે બધું હું કહી ચૂક્યો છું. જપ હોમ દેવાભ્યર્ચન વગેરે એ પ્રમાણે કરવાનાં છે. બધાં વાદિત્રો ગીતો સ્તુતિગીતો આદિકથી એ પરપુરુષને પ્રસન્ન કરવામાં આવે છે—માટે આરંભની સ્તુતિને 'નાંદી' કહે છે. જ્યાં જ્યાં સુધી આ માંગલ્ય નાદ પ્રસરે તે બધો પ્રદેશ મંગલ બને છે; એટલામાં કોઈ વિઘ્ન આવતું નથી. આવાહ વિવાહ અને યજ્ઞમાં 'નાંદી'ના શબ્દોના શ્રવણથી હિંસો નાશ પામે છે—આ મેં ભગવાન શંકરે કહેલું દેવોના દેવ બ્રહ્માજી પાસેથી સાંભળ્યું છે. હજારો સ્નાન કરો ને હજારો જપ કરો, એના કરતાં પણ ગીત અને વાદિત્ર મારે મન શ્રેષ્ઠ છે. (૧૫–૨૮)

એક વાર એવું થયું કે મારા પુત્રો નાટ્યવેદના જ્ઞાનથી મદોન્મત્ત થઇ ગયા ને પ્રહસનો વડે બધા લોકોની મશ્કરી ઉડાવનારા નાટ્યપ્રયોગ કરવા લાગ્યા. આમાં એમણે ઋષિઓની પણ મશ્કરીઓ ઉડાવી. આવું જ્યારે એ પુત્રો જાહેરમાં કરવા લાગ્યા ત્યારે ઋષિઓ ભારે ગુસ્સે થયા ને જાણે કે બાળી નાખતા હોય તે પ્રમાણે ભરતોને કહેવા લાગ્યા કે તમે જ્ઞાનમદોન્મત્ત થઇ ગયા છો તેથી તમારું આ જ્ઞાન નાશ પામશે તમો તદ્દન આચારભ્રષ્ટ થઈ શૂદ્રના આચારવાળા થઈ જશો તમારો જે વંશ થશે તે શૂદ્ર થઈ જશે. તમારા આ વંશમાં થનારા બધા નર્તકો થશે (૨૯–૩૬)

મારા પુત્રોની સ્ત્રીઓ તથા બાળકો સહિત આવી દશા જોઈ દેવોએ ઋષિઓની પાસે જઈ પ્રાર્થના કરી કે આ લોકોને દુઃખમાંથી મુક્ત કરો; નહિતર આ આખી વિદ્યા નષ્ટ થશે. ત્યારે ઋષિઓએ કહ્યું કે– એ વિદ્યા માત્ર નાશ નહિ પામે; બાકીનું તો અમોએ કહ્યું છે તેવું થશે. ઉગ્ર તેજવાળા ઋષિઓનું આ વાક્ય સાંભળી દેવોને ખેદ થયો ને કહેવા લાગ્યા : આપ સૌ ક્રોધ ન કરો; આ બિચારા માર્યા તો ગયા જ છે; અને આ નાટ્યદોષથી શૂદ્રના આચારવાળા થઈ ચૂક્યા છે (૩૭–૪૨)

ત્યારે ભરત કહે છે કે મેં મારા પુત્રોને સાંત્વન આપ્યું ને કહ્યું કે મુનિઓનું વાક્ય મિથ્યા નહિ થાય. બ્રહ્માજીએ કહેલું આ નાટ્ય તમો સમજી લો, શિષ્યોને આપો ને એ બીજાઓને આપો. દુઃખપૂર્વક આ

નાટ્ય મેં મેળવેલું છે તેથી નાશ ન પામે. આ નાટ્ય આપીને પછી પ્રાયશ્ચિત્ત કરજો. ( ૪૬–૪૭ )

[ 'કાવ્યમાળા'માં અહીંથી ૩૭ મો અધ્યાય જુદો પડે છે. ]

આ પછી એક વાર જ્યારે નહુષ રાજા સ્વર્ગના રાજા થયા ત્યારે એ નાટ્ય અને ગાંધર્વનાં દર્શન કરી વિચારમાં પડી ગયા : આ નાટ્યપ્રયોગની આવી દશા કેમ થઈ છે! હાથ જોડી એણે પ્રયોગને માટે દેવોને કહ્યું : આપણે ત્યાં અપ્સરાઓનું નાટ્ય થવા દો. એ પ્રમાણે સુરપતિ વગેરે દેવોએ નાટ્યપ્રયોગ કરાવ્યો. ત્યારે નહુષે મને (ભરતને) કહ્યું કે આ નાટ્યપ્રયોગ પૃથ્વીલોકમાં સ્થાપિત થાય એવી મારી ઇચ્છા છે. એની પ્રાર્થનાથી ભરત કહે છે : પુત્રો, નહુષ રાજાની આ ઇચ્છા છે; તો ભૂતળ ઉપર જઈ પ્રયોગ કરો; એનાથી તમારા શાપનો પણ અંત આવશે. તમારી બ્રાહ્મણો અને રાજાઓ નિંદા નહિ કરે. બ્રહ્માજીએ આ શાસ્ત્રનો ઉપદેશ કર્યો છે. એમાંથી જે બાકી રહ્યું છે તે 'ઉત્તર તંત્ર' રચી કોહલ કહેશે: પ્રયોગ કારિકા ને નિરુક્ત. અપ્સરાઓની મદદથી મેં સ્વાતિ અને નારદની મદદથી સાધ્યું છે. ( ૪૮–૬૬ )

ત્યાર પછી મારા પુત્રો ભૂતળ ઉપર નહુષને ઘેર આવ્યા અને સ્ત્રીઓના પ્રયોગ કરી બતાવ્યા. અહીં ભૂતળ ઉપર માનુષી-સ્ત્રીઓમાં પુત્રોને ઉત્પન્ન કર્યા. પુત્રોને ઉત્પન્ન કરી, યથાક્રમ પ્રયોગ સાધી આપી પછી એ સ્વર્ગમાં ચાલ્યા ગયા. આમ શાપને કારણે નાટ્ય પૃથ્વીતલમાં આવ્યું. આ ભરતોનો વંશ અને આ એનું ભવિષ્ય કહ્યું. કોહલ જેમાં મુખ્ય છે તેવા વાત્સ્ય શાંડિલ્ય અને ધૂર્તિલ એ ચાર જણાએ મર્ત્યધર્મ પ્રાપ્ત કરી કેટલોક વખત આ ભૂતળ ઉપર રહી આ શાસ્ત્રની રચના કરી. (૬૭–૭૩)

**નોંધ**—અધ્યાયને અંતે ફલશ્રુતિ છે. આ અધ્યાયમાં એક વસ્તુ અતિ સ્પષ્ટ છે કે ઈ. સ. ની પૂર્વની સદીઓમાં નટ–નટીઓ હીન દશાએ પહોંચ્યાં હશે, એમનો ઉદ્ધાર કરવાને માટે અસામાન્ય કોટિના આ નાટ્યશાસ્ત્રનું સંકલન કરી નાટ્યને એની ઉત્તમ કોટિએ સ્થાપન કરવાનો કોહલાદિએ પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે. તા. ૧૭–૧૦–'૫૫

# સંક્ષિપ્ત ભરત–નાટ્યશાસ્ત્ર

## ( સમશ્લોકી અનુવાદ )

[ અલ્પ મહત્ત્વની વાતો આમાંથી દૂર કરી સંગતિ સળંગ બરોબર જળવાઈ રહે એ ખ્યાલ અનુવાદમાં રાખવામાં આવ્યો છે. ક્રમ કાશીની વાચના પ્રમાણે છે, અને નિર્ણયસાગર પ્રેસ–મુંબઈની કાવ્યમાળાની વાચનાની મદદે કેટલોક અનુવાદ જરૂર પૂરતો સંસ્કારી લેવામાં આવ્યો છે. –અનુવાદક ]

### અધ્યાય ૧ લો

પ્રણમી શિરથી દેવો પિતામહ મહેશને
**નાટ્યશાસ્ત્ર** કહું છું જે બ્રહ્માજીએ કહેલ છે. ૧

જપ પૂર્ણ કરી, પુત્રો વીંટળાઈ વળ્યા હતા,
અણોજે એક દી—તેવા નાટ્યશાસ્ત્રજ્ઞ ને વ્રતી ૨

એવા ભરતને પૂછે, સંયમી બુદ્ધિ–ઇંદ્રિયે
આત્રેયાદિ મહાત્મા સૌ પૂછે પ્રશ્ન મહર્ષિઓ : ૩

જે આ ભગવતે રૂડો ગૂંથ્યો છે વેદ–સંમિત,
કેમ, બ્રહ્મન્ ! **નાટ્યવેદ** કોને કાજ થયો વળી ? ૪

શું પ્રમાણ ? કયાં અંગ ? કેવો આનો પ્રયોગ છે ?
એ બધું, ભગવન્ ! પૂરું કહેવા આપ યોગ્ય છો. ૫

સાંભળી વેણ એઓનું મહર્ષિ ભરતે તહીં
**નાટ્યવેદ**–કથા–અંગે વાણી–વિસ્તાર આદર્યો : ૬

થઈ પવિત્ર ને ચિત્તે એકધ્યાન બની તમે
નાટ્યવેદ તણો જન્મ સાભળો બ્રહ્મ–નિર્મિત. ૭

પૂર્વે કૃતયુગે, વિપ્રો! સ્વાયંભવ વહી જતાં,
ત્રેતાયુગ થયો ત્યારે વૈવસ્વત હતા મનુ; ૮

લોકો સૌ લોભ ને કામે, થયાં ગામડિયાં, વળી
ઈર્ષ્યા ક્રોધ થકી મૂઢ, સુખિયાં દુખિયાં થયાં; ૯

દેવ દાનવ ગાંધર્વ યક્ષ રાક્ષસ નાગ સૌ
લોકપાલે સમાલેલા જંબૂદ્વીપે ફરી વળ્યા; ૧૦

ત્યારે ઇંદ્રાદિ દેવોએ જૈ પિતામહને કહ્યું :
શ્રવ્ય ને દૃશ્ય એવું જે ક્રીડનીયક ઇચ્છિયે. ૧૧

શૂદ્રાદિ હીન જે જાતિ વેદ ના સાંભળી શકે,
✓ તેથી સૌ વર્ણના જુદા પાંચમા વેદને કરો. ૧૨

'થશે એમ' કહી ઇંદ્રાદિને આપી રજા પછી
ધારીને યોગ તત્ત્વજ્ઞે ચાર વેદ રચ્યા તહીં. ૧૩

'ધર્માર્થ–કીર્તિ ને બોધ સસંગ્રહ દઈ શકે
તેમ ભાવી જનોનાં સૌ બતાવી કર્મને શકે; ૧૪

સર્વ શાસ્ત્રાર્થથી પૂરો, સર્વ શિલ્પ બતાવતો,
ઇતિહાસે ભર્યો સર્જું નાટ્ય–નામક વેદ આ.' ૧૫

કરી સંકલ્પ બ્રહ્માએ સર્વ વેદો સ્મરી સ્મરી
✓ચારે વેદો મહીંથી આ નાટ્યવેદ તહીં રચ્યો. ૧૬

પાઠ્ય ઋગ્વેદથી લીધું, ગીતને સામવેદથી,
યજુસ્થી જે અભિનયો, અને રસ અથર્વથી. ૧૭

વેદો ને ઉપવેદોની સહાયે રચના કરી
**નાટ્યવેદ** સ-લાલિત્ય બ્રહ્માએ સરજ્યો અશો. ૧૮
નાટ્યવેદ રચી ત્યારે બ્રહ્માએ ઇદ્રને કહ્યું :
'ઇતિહાસ નિહાળ્યો મેં, દેવોને એહ સોપજો. ૧૯
બુદ્ધિશાળી ને કુશળ, શ્રમીલા ને ગભીર જે,
તેવાઓમાં પ્રવેશાવો, ઇદ્ર, આ નાટ્યવેદને.' ૨૦
બ્રહ્માજીએ કહ્યું જે આ સાભળી ઇદ્ર હાથ બે
જોડીને પ્રણમી ત્યારે બ્રહ્માજીને જવાબ દે ' ૨૧
'ગ્રહણે ધારણે જ્ઞાને પ્રયોગે નાટ્યકર્મને
દેવોમા શક્તિ ના દેખુ, એઓમા યોગ્યતા નથી. ૨૨
વેદના ગુહ્યના જ્ઞાતા વ્રતી આ મુનિઓ રહ્યા
ગ્રહણે ધારણે તેમ પ્રયોગે શક્તિમાન એ.' ૨૩
સાભળી ઇદ્રનાં વેણ બ્રહ્માજીએ મને કહ્યુ'
'મો પુત્રોની સાથ આને તુ, નિષ્પાપ! પ્રયોજજે.' ૨૪
આજ્ઞા પામી હુ સમઝી બ્રહ્માથી **નાટ્યવેદને**,
ભણાવ્યા યોગ્ય પુત્રોને તેમ આનો પ્રયોગ જે. ૨૫

* * *

આજ્ઞા બ્રહ્મા તણી તેમ લોકોના ગુણ પામવા
યથાભૂમિ વિભાગે મેં ત્યા યોજ્યા સોય પુત્રને. ૪૦
યોગ્યતા જેહની જેમા જોઈ મેં તેહને તહીં.
**ભારતી સાત્વતી** તેમ વૃત્તિ **આરભટી** તણે ૪૧
આશ્રયે યોજના સાધી પ્રયોગ અમલી કર્યો.
નમસ્કાર કરી મે ત્યા બ્રહ્માને પ્રાર્થના કરી, ૪૨

ત્યાં બ્રહ્માએ કરી આજ્ઞા કૈશિકી વૃત્તિ યોજવા,
ને કહ્યું : 'દ્રવ્ય જે તારે જોઇયે તે કહે મને.' ૪૩
એમ જ્યારે કહ્યું ત્યારે બ્રહ્માજીને કહેલ મેં:
'કૈશિકી યોજવા યોગ્ય દ્રવ્ય આપો મને, પ્રભુ ! ૪૪
કોમળા અંગહારો ને રસ–ભાવક્રિયા ભરી
જોયેલી મેં મહાદેવે પ્રયોજી જે હતી યદા, ૪૫
કૈશિકી વેશભૂષાએ ભવ્ય, શૃંગાર–ઉદ્‌ભવી,
મુશ્કેલ પુરુષો માટે, ભજવ્યે સ્ત્રીજનો વિના.' ૪૬
સરજી અપ્સરાઓને બ્રહ્માએ મનથી તહીં
નાટ્યાલંકારમાં શાણી મને આપી પ્રયોગમાં. ૪૭

* * *

બ્રહ્માજીએ નિયોજ્યા ત્યાં સશિષ્ય સ્વાતિભાંડને,
નારદાદિક ગાંધર્વો નિયોજ્યા નાટ્યયોગમાં. ૫૧
સૌ પુત્રોની સાથ જાણી ભાવનાટ્ય બરોબર
સ્વાતિ નારદની સાથે વેદ–વેદાતથી થયા ૫૨
પ્રયોગ કાજ હું હાથ જોડી બ્રહ્મા કને ગયો :
'ગ્રહ્યું મેં નાટ્ય; બોલોજી, મારે શું કરવું હવે.' ૫૩
સાંભળી વેણ આ બ્રહ્મા વળતા બોલતા તહીં :
'આવ્યું મહત્ત્વનું ટાણું આ પ્રયોગ તણું અહીં. ૫૪
ધ્વજયજ્ઞ પ્રવર્તે આ આજે રૂડો મહેંદ્રનો.
**નાટ્યસંજ્ઞક** આ વેદ આ સમે ભજવો અહીં.' ૫૫
અસુરો દાનવો માર્યા; ખુશ થૈ દેવ નાચતા;
ધ્વજયજ્ઞ તહીં માંડ્યો ઇંદ્રના વિજયોત્સવે. ૫૬

શરૂમા મેં કરી નાંદી આશીર્વચનથી રચી,
દેવમિત ચિત્રાળી અષ્ટાગ–પદની ભરી ૫૭
દૈત્યોને દેવ જીત્યા જે તેનું નાટ્ય કર્યું તહીં–
'છેદો, ભેદો અને મારો, તોડો, ભાગો'–ધમાલનું. ૫૮
બ્રહ્મા આદિક દેવોએ પ્રયોગે ખુશ થૈ તહીં,
પ્રસન્ન ચિત્તથી આપ્યા અમને સર્વ સાધનો. ૫૯

* * *

પ્રયોગ આદર્યો જ્યારે દૈત્ય–દાનવ–નાશનો, ૬૫
દૈત્યો સૌ ખભળી ઊઠ્યા જોવા આવેલ જે હતા
વિરૂપાક્ષાદિ દૈત્યો ત્યા વિઘ્ન ઊભા કરી વદ્યા ૬૬
'નથી પસદ આ નાટ્ય, ચાલ્યા જૈયે અમો બધા.'
ત્યારે ત્યા અસુરો એ તો વિઘ્ન માયા ખડા કરી ૬૭
સ્મૃતિ વાણી અને ચેષ્ટા રોકી દે નર્તકો તણા.
એવો વિનાશ ભાળીને–'શાથી થ ભ્યો પ્રયોગ આ ?' ૬૮
એ વિશે શોચતા ચિત્તે ઇદ્રે ત્યા ધ્યાન માડિયુ
'વિઘ્નો ઘેરી વળ્યા–એણે સૂત્રધારાદિ નર્તકો ૬૯
જડ–રૂપ બની બેઠા,–સજ્ઞાલોપ વળી થયો'
ઊઠી ઝડપથી ઇદ્રે ઊચા નેણ ચડાવતા ૭૦
સર્વ રત્ને પ્રકાશતો લીધો એ ધ્વજ ક્રોધથી
રગપીઠ તણા વિઘ્ન તેમ દૈત્યો બધાયને ૭
દેવોના રાજવી ઇદ્રે જર્જરે જાજરા કર્યાં
દાનવો સાથ એ સર્વ તહીં વિઘ્નો ટળી જતાં ૭

સર્વે દેવો મળી બોલ્યા ધરી પૂર્ણ પ્રસન્નતા :
'દિવ્ય પ્રહરણ-પ્રાપ્તિ ઓહો આ અમને થઈ, ૭૩

નાટ્યના નાશકો સૌને જેણે આ જાજરા કર્યા;
માટે જર્જર એવું તો નામ આ ધ્વજનું થશે. ૭૪

નાશ માટે કદી બીજા હિંસકો આવશે અહીં,
જોઈ જર્જરને તુર્ત આમ નાશી જશે બધા.' ૭૫

'થજો આ આમ' ઇંદ્રે ત્યાં એવું સૌ દેવને કહ્યું :
'રક્ષારૂપ બધાનો આ થશે જર્જર સર્વથા.' ૭૬

ધ્વજયજ્ઞ સમે જ્યારે કરું શ્રેષ્ઠ પ્રયોગ આ
ત્યા વિઘ્નો ઉપજાવે છે ત્રાસ આ મારવા મને. ૭૭

ઉદ્દેશીને મને આવો અનિષ્ટકર નિશ્ચય
જોઈ સર્વ સુતો સાથે હું બ્રહ્માજી કને ગયો : ૭૮

'યોજ્યાં છે વિઘ્ન દૈત્યોએ કરવા નાશ નાટ્યનો;
આજ્ઞા કરો ભલી રીતે આના રક્ષણ-કાજ કૈં.' ૭૯

ત્યારે ત્યાં વિશ્વકર્માને બ્રહ્મા બોલ્યા પ્રયત્નથી :
'કરો લક્ષણથી પૂર્ણ **નાટ્યવેશ્મ**;'-કર્યું તહીં. ૮૦

બ્રહ્માના હુકમે સાધી **નાટ્યવેશ્મ** કહ્યા સમું,
સભામા હાથ બે જોડી બ્રહ્માજીને કહ્યું જઈ : ૮૧

'**નાટ્યવેશ્મ** થયુ સજ્જ; આવી જોવા કૃપા કરો.'
તેથી મહેંદ્ર ને દેવો સૌને સાથે લઈ તહીં ૮૨

**નાટ્યમંડપ**ને જોવા આવ્યા બ્રહ્મા સુરેશ્વર.
**નાટ્યવેશ્મ** નિહાળીને બ્રહ્મા સૌ દેવને કહે : ૮૩

**નાટ્યમંડપની** રક્ષા કરજો અંશ-ભાગથી.'

*　　*　　*

આમ વિઘ્ન-વિનાશાર્થ સ્થાપ્યા છે દેવ જર્જરે.
રંગપીઠ તણી મધ્યે બ્રહ્મા આવી રહ્યા સ્વયમ્. ૯૫
આ માટે રંગની મધ્યે પુષ્પવૃષ્ટિ કરાય છે.
યક્ષ ગુહ્યક ને નાગો જે પાતાળ મહીં રહે, ૯૬
રંગપીઠ તણી નીચે રક્ષા માટે નિયોજિયા.
રક્ષે નાયકને ઈંદ્ર, નાયિકાને સરસ્વતી, ૯૭
વિદૂષકને ઓંકાર, બાકીને શિવ રક્ષતા.

*　　*　　*

દરમ્યાન બધા દેવે બ્રહ્માજીને મળી કહ્યું: ૯૯
'સામથી જેહ આ વિઘ્નો વચને શાંત સૌ કરો.
પ્રયોજો સામ સૌ પ્હેલું, પછી દાન પ્રયોજવું; ૧૦૦
એ બેની પર જે ભેદ, પછી દંડ પ્રયોજવો.'
સાંભળી વેણ દેવોનું બ્રહ્માજી તો તહીં વદ્યા: ૧૦૧
'ઓ દૈત્યો, ક્રોધ સંહારો; ખેદ, નિષ્પાપ, છાંડજો.
તમે ને દેવ આ સૌને શુભાશુભ વિચારતાં ૧૦૨
કર્મભાવ વિચારીને રચ્યો મેં **નાટ્યવેદ** આ.
આમાં ના છે તમારું કૈં કે નથી દેવ સર્વનું. ૧૦૩
ત્રણે લોક તણા ભાવ છે બતાવાય **નાટ્યથી.**

*　　*　　*

આ સર્વ રસ-ભાવોમાં, સર્વ કર્મ ક્રિયા મહીં ૧૧૦

સર્વને બોધ દેનારું નાટચ આ સર્વથા થશે.

* * *

ન એ જ્ઞાન, ન એ શિલ્પ, ન એ વિદ્યા, ન એ કલા, ૧૧૩

ન એ યોગ, ન એ કર્મ જે આ નાટચે જુઓ નહિ.
સર્વ શાસ્ત્રો અને શિલ્પો, અને કર્મો વિભિન્ન જે, ૧૧૪

તે બધા એકઠાં સાધ્યા, તેથી આ નાટચ મેં કર્યું.
તેથી દેવો વિશે ક્રોધ તમારે કરવો નહિ. ૧૧૫

સાતે દ્વીપ તણી ચેષ્ટા નાટચે સામેલ મેં કરી.

* * *

વિનોદ કરનારું આ નાટચ તો સમયે થશે.' ૧૧૬<sup></sup>

* * *

દરમ્યાન કહ્યું ત્યારે બ્રહ્માએ સર્વ દેવને
નાટચના વિધિથી યજ્ઞ કરો સૌ નાટચમંડપે. ૧૧૯

* * *

રંગ પૂજ્યા વિના નાટચ જોવાનું ના કરી શકે. ૧૨૧

રંગ પૂજ્યા વિના નાટચ જોવાનું જો કરાય તો
એનું નિષ્ફળ છે જ્ઞાન, પામે એ પશુ-યોનિને. ૧૨૨

માનેલું યજ્ઞથી આ છે રંગ-દૈવત-પૂજન;
તેથી સર્વ પ્રયત્નેથી કરવું રંગ-પૂજન. ૧૨૩

હોય નર્તક કે શેઠ—જે પૂજા કરશે નહિ,
કરાવશે ન એ યા તો—તેને વિઘ્નો સદા થશે. ૧૨૪

યથાવિધિ યથાશાસ્ત્ર જે પૂજા કરશે સદા,
શુભ અર્થ મળે તેને;–સ્વર્ગલોકે જશે જ એ. ૧૨૫
થાઓ આ' એમ બ્રહ્માએ દેવોની સંગમાં રહી,
'કરજે રંગ-પૂજા તું'—પ્રેરણા એ કરી મને. ૧૨૬

## અધ્યાય ૨ જો

સુણી ભરતની વાણી ત્યારે એ મુનિઓ વધા : ૧
* * *
**નાટ્યવેદ** નિમિત્તે આ કહ્યો જે **નાટ્યમંડપ,**
તેનું લક્ષણ જે કાંઈ, કહેવા આપ યોગ્ય છે. ૩
વેણ એ મુનિઓ કેરું સુણી ભરત ઉચ્ચર્યા :
પૂજા લક્ષણ એ બને સાંભળો **નાટ્યવેશ્મનાં.** ૪
* * *
ધીમંત વિશ્વકર્માએ કહ્યો પ્રેક્ષાગૃહો તણો
ત્રણ પ્રકારનો ભેદ, શાસ્ત્રે જેહ નિરૂપિયો. ૭
છે **વિકૃષ્ટ, ચતુરસ્ર, ત્ર્યસ્ર**—આ ત્રણ મંડપો.
એનાં માપ કહ્યાં : જ્યેષ્ઠ મધ્ય ને અવર ત્રણે. ૮
માપ એ ત્રણનાં એવાં હસ્તદંડ ભરી કહ્યાં,
જે રહ્યા એકસો આઠ, ચોસઠે, બતરીસથી; ૯
જ્યેષ્ઠ છે એકસો આઠે; મધ્ય તો થાય ચોસઠે;
કહ્યું અવર જે તે તો હાથ બત્રીસથી થતું. ૧૦
દેવોનું ગૃહ છે જ્યેષ્ઠ; નૃપોનું મધ્ય તો કહ્યું;
શેષ પ્રજા તણું તો છે જે કનિષ્ઠ વદાય છે. ૧૧

કહેલું વિશ્વકર્માએ માપ-લક્ષણ જેહ છે,
**પ્રેક્ષાગૃહો** તણું તે હું કહું છું, સમઝી રહો. ૧૨

* * *

હાથ ચોસઠનો ઊંડો કરવો **નાટ્યમંડપ**;
એની પ્હોળાઈ બત્રીસે; મનુષ્યો કાજ આ કહ્યો. ૧૭

કરવો નહિ મોટો તો આનાથી **નાટ્યમંડપ**,
કેમકે એહવું થાતાં **નાટ્ય** સ્પષ્ટ નથી થતું. ૧૮

**વિકૃષ્ટ** મંડપે પાઠ્ય મોટે ઉચ્ચારવું પડે,
અક્ષરો સ્પષ્ટ ના થાય; સાદ ફાટે ઘણો ઘણો. ૧૯

ભાવસૃષ્ટિ રમે જામે એનો જે રાગ તેહ તો,
મોટો મંડપ થાવાથી સ્પષ્ટ તો ના સુણાય કૈં. ૨૦

સર્વ **પ્રેક્ષાગૃહો**માં તો મધ્ય માપ જ ઇષ્ટ છે,
કેમકે વાદ્ય ને ગેય સુખે એમાં સુણાય સૌ. ૨૧

* * *

મનુષ્યો કાજ જે **વેશ્મ** તેનું લક્ષણ હું કહું. ૨૩

આદિમાં ભૂમિનો ભાગ જોવો ખૂબ વિચક્ષણે;
શુભેચ્છાથી પછી વાસ્તુ-માપ આદરવું તહીં. ૨૪

સમ સ્થિર ને કઠણ, કાળી ધોળી જમીન જે,
તેવી ભૂમિ તપાસીને કરવો **નાટ્યમંડપ**. ૨૫

એ તપાસી કરી શુદ્ધ હળથી ખેડવી, પછી
હાડ ખીલી અને તુંબાં, ઘાસ ગાંઠ વિશોધવાં. ૨૬

શોધીને ભૂમિ એ બાદ માપ-નિર્દેશ આચરો.

*　　　*　　　*

**નાટયવેશ્મ** તણું માપ પ્રયત્ને સાધવું પછી. ૩૨

અનુકૂળ મુહૂર્તે ને તિથિ ને કરણો લઈ,
સંતોષી બ્રાહ્મણોને ને કરો પુણ્યાહવાચન. ૩૩

શાંતિથી યત્નથી ધારી તહીં સૂત્ર પ્રસારવું.
હસ્ત ચોસઠ માપીને તેહના ભાગ બે કરો; ૩૪

પાછલો જે રહે ભાગ તેહના ભાગ બે કરો.
એવા અર્ધ વિભાગે ત્યાં **રંગપીઠ** પ્રયોજવું. ૩૫

પાછલો જે રહે ભાગ **નેપથ્યગૃહ** તે કરો.
વિધિથી ભાગ આ પાડી એક-એક કરી પછી ૩૬

શુભ નક્ષત્રના યોગે તહીં **મંડપ** નાખવો.

*　　　*　　　*

અનુકૂલ મુહૂર્તે ને તિથિ ને કરણો લઈ,
કરી સ્થાપન એ રીતે કરવું કામ **ખાતનું**. ૪૪

ખાતકર્મ કર્યાં બાદ સ્થાપવા **સ્તંભ** ત્યાં કને
તિથિ નક્ષત્રના યોગે શુભે કરણ-આ દિને. ૪૫

*　　　*　　　*

પહેલા **બ્રાહ્મણસ્તંભે** ઘી ને સર્ષપ છાંટતાં ૪૭

કરો સર્વ વિધિ શ્વેત, આપવો દૂધપાક તો.
એ પછી **ક્ષત્રિયસ્તંભે** વસ્ત્ર ને પુષ્પચંદન ૪૮

દેવું સૌ રાતું,-વિપ્રોને ગોળ ભાત જમાડવા.
ખૂણે વાયવ્યમાં સાધો વૈશ્યસ્તંભ તણો વિધિ, ૪૯
દેવું સૌ પીળું,-વિપ્રોને ઘી ને ભાત જમાડવાં.
ખૂણે ઈશાનમાં સાધો શૂદ્રસ્તંભ તણો વિધિ, ૫૦
દેવું સૌ શ્યામ,-વિપ્રોને કૃસરાન્ન જમાડવું.
પૂર્વે બ્રાહ્મણસ્તંભે તો શ્વેત પુષ્પો સચંદન ૫૧
ઘરેણું કાનનું સોના તણું આપવું મૂળમાં.
પછી ક્ષત્રિયસ્તંભે તો તાંબું આપવું મૂળમાં. ૫૨
તહીં વૈશ્ય તણે સ્તંભે રૂપું આપવું મૂળમાં.
અને શૂદ્ર તણે સ્તંભે તહીં લોખંડ મૂકવું. ૫૩
બાકીના જેહ છે સ્તંભ તહીં સોનું જ મૂકવું.

*          *          *

અભિમંત્રણથી આમ સ્તંભ પ્રત્યેક ઊંચકો. ૬૧½

*          *          *

સ્તંભદ્વાર અને ભીંત નેપથ્યગૃહ એ બધું ૬૩
વિધિયુક્ત ક્રિયા સાધી ઊભું સૌ કરવું તહીં
રંગપીઠ કર્યા કેડે કરવી મત્તવારણી ૬૪
ચાર સ્તંભ થકી સાધી રંગપીઠ-પ્રમાણની.
દોઢ હસ્ત તણી ઊંચી કરવી મત્તવારણી. ૬૫
લઈ ઊંચાણ એ બેનું કરવો રંગમંડપ.

*          *          *

વિધિયુક્ત ક્રિયા સાધી રંગપીઠ તહીં કરો.
પાટિયાં છ થકી ત્યાં તો કરવું રંગશીર્ષ તો. ૬૯

બારણાં બે કરો ત્યાં તો **નેપથ્યગૃહને** સુખ.
પૂરણી કરવા **કાળી માટી** દેવી પ્રયત્નથી. ૭૦

* * *

કરવું આ પ્રકારે ત્યાં **રંગશીર્ષ** પ્રયત્નથી.
કૂર્મ કે મત્સ્યની પીઠ જેવું તો કરવું નહિ; ૭૩
શુદ્ધ આદર્શ-તલ શું **રંગપીઠ** પ્રશસ્ય છે,

* * *

રંગશીર્ષ કરી આમ કામ-લક્કડ સાધવું.
ઇહ-પ્રત્યૂહથી સાધી ઘણું શિલ્પ તહીં કરી ૭૬
નાના સંજવને યુક્ત, બહુ સર્પે સુશોભતું,
અટાળી ભજિકાઓથી, ચારે બાજુ વિલાસતું, ૭૭
નિર્યૂહ કુહુરોથી જે, વેદિકા બહુ જ્યાં કરી,
ઘણા વિન્યાસથી સાધ્યું, યંત્રજાલ ગવાક્ષથી, ૭૮
સુપીઠ ધરણીવાળું, કપોતાલી-સમન્વિત,
ઘણી કૂરસંબધી ને સ્તંભોથી ખૂબ શોભતું. ૭૯
કામ લક્કડનું સાધી ભીંતનું કામ સાધવું.
સ્તંભ કે નાગદાંતી કે બારી, ખૂણો ન કોઇયે ૮૦
દ્વાર દ્વારે કહીં ક્હેતાં કાષ્ઠના વેધથી કરો.
ગુફાના **ઘાટનો** સાધો બે-માળી **નાટ્યમંડપ**. ૮૧
બારીઓ લઘુ, ના વાયુ, ધીર શબ્દ જહીં થતો.
તેથી વાયુ ન હો.તેવો કરવો **નાટ્યમંડપ**. ૮૨
ગાભીર્ય સુસ્વરીલાઈ જહીં કુતપના બને.
ભીંતકામ કરી ભીંતિ છો તણું કામ સાધવું. ૮૩

ચૂનાનું કામ કરવું બ્હારની ભીંતમા બધે.
છો કરી સાફ ને ચોખ્ખી, એવી યોગમથી મહુ ૮૪
શોભતી સ્પષ્ટ ભીંતિમાં ચિત્રકામ પતાવવું.
પુરુષો સ્ત્રીજનો સૌએ ચીતરો ચિત્રકામમા; ૮૫
વેલાના બંધ કરવા; ચરિત્ર નિજને ગમ્યું.
સાધવુ નાટ્યગૃહ આ, જે વિકૃષ્ટ પ્રકારનું. ૮૬
આ પછી તો કહું છું હું ચતુરસ્રનું લક્ષણ
બત્રીસ હસ્તનું માપ કરવું યોગમે તહીં. ૮૭
શુભ ભૂમિવિભાગે જે નાટ્યજ્ઞે નાટ્યમંડપે
જે કહ્યો વિધિ આ પ્હેલા લક્ષણે–મંડપે તથા ૮૮
નાટ્યવેશ્મ તણો સાધો ચતુરસ્ર–પ્રકારમા.
ચતુરસ્ર કરી સૂધું સૂત્રથી ભાગ પાડતા ૮૯
બ્હારથી યોગમે ભીંત દૃઢ ઈંટ થકી કરો.
તેમ અંદર ચો બાજુ રંગપીઠેય સાધવી. ૯૦
દસ સ્તંભો દૃઢ અને શક્ત મંડપ-ધારણે
સ્તંભોની બ્હાર તો પીઠ સોપાનાકાર સાધવું. ૯૧
ઈંટ લક્કડથી સાધો પ્રેક્ષકોના નિવેશને.
ભૂમિના ભાગથી ઊંચો એક હસ્ત-પ્રમાણથી, ૯૨
રંગપીઠ પડે દૃષ્ટે, એ રીતે બેઠકો કરો.
ચો દિશાએ ફરી દેવા બીજા છ સ્તંભ સુંદર, ૯૩
વિધિપૂર્વક એ ઊભા દૃઢ મંડપ ધારણે;
આઠ સ્તંભ ફરી એની ઉપલી ગમ થાપવા. ૯૪

સ્થાપવું વળી **પીઠ** આઠ હસ્ત-પ્રમાણથી.
ત્યાં સ્તંભો ખોડવા તજશે શક્ત મંડપ-ધારણે ૯૫

ધારણી-યુક્ત ને શાલભંજિકાઓ થકી લસ્યા.
**નેપથ્યગૃહ** એ કેડે કરવું ત્યાં પ્રયત્નથી. ૯૬

એક **દ્વાર** કરો એને રંગપીઠે પ્રવેશવા.
માણસો જ્યાં પ્રવેશે તે **મોખરે** કરવાનું છે, ૯૭

આવે જે રંગની સામું-બીજું દ્વાર અશું કરો.
આઠ હસ્ત તણા માપે કરવું **રંગપીઠ** તો, ૯૮

ચતુરસ્રે સમથલ વેદિકાઓ થકી લસ્યું.
પૂર્વ માપ તણી ત્યાં તો કરવી **મત્તવારણી**, ૯૯

ચાર સ્તંભ થકી સાધી પડખે **વેદિકા** તણે.
સમુન્નત સમું એમ કરવું **રંગપીઠ** તો. ૧૦૦

**વિકૃષ્ટે** લેતું ઊંચાઈ, **ચતુરસ્રે** સપાટ તો.
એમ આ વિધિએ **વેશ્મ ચતુરસ્ર** સધાય છે. ૧૦૧

**ત્ર્યસ્ર મંડપનું** જે છે કહું લક્ષણ તે હવે.
**ત્ર્યસ્ર** ત્રિકોણ કરવું **નાટ્યવેશ્મ** પ્રયત્નથી. ૧૦૨

મધ્યે ત્રિકોણમાં એવું કરવું **રંગપીઠ** તો;
**બારણું** એ જ ખૂણેથી કરવું ત્યાં પ્રવેશવા; ૧૦૩

બીજું તો કરવું **બાર** પૂંઠળે રંગપીઠને.
વિધિ આમ કરો સર્વ **ત્ર્યસ્રનો** પણ યત્નથી. ૧૦૪

* * *

## અધ્યાય ૪ થો

આમ પૂજન સાધી હું બ્રહ્માજીને તહીં વદ્યો :
'પ્રભો, આજ્ઞા કરો તુર્તઃ શો પ્રયોગ પ્રયોજિયે ?' ૧

બ્રહ્માજીએ કહ્યુ ત્યારે : ' યોજો **અમૃતમંથન.**
જન્માવે એહ ઉત્સાહ, દેવોને ખુશ એ કરે. ૨

જે આ છે **સમવકાર** ધર્મ-કામાર્થસાધક,
હે વિદ્વન્, તેહ મેં બાંધ્યો, ભજવો આ પ્રયોગને.' ૩

આવો આ સમવકાર યોજાયે દેવ દાનવો
કર્મનો ભાવ જાણીને પ્રસન્ન સઘળા થયા. ૪

કેટલોક સમો વીત્યે બ્રહ્માજીએ મને કહ્યું :
' આ તો બતાવિયે નાટ્ય મહાત્મા ત્ર્યંબકેશને.' ૫

મહાદેવ તણે સ્થાને ત્યારે દેવોની સાથ જૈ,
ત્યાં પૂજા શિવની સાધી બ્રહ્માજી વાક્ય આ વદ્યા : ૬

'બનાવ્યો સમવકાર આ મેં, હે સુરસત્તમ,
સુણવા તેમ જોવાની કૃપા આપ કરો, પ્રભો.' ૭

'જોઇયે' એમ દેવેશે બ્રહ્માજીને તદા કહ્યું,
બ્રહ્માજીએ કહ્યું ત્યારે : 'સજ્જ થા, હે મહામતિ.' ૮

અનેક વૃક્ષથી ઘેર્યા, બહુભૂતગણે ભર્યા,
જ્યાં ગુફા ઝરણાં રમ્ય તે હિમાલય-પૃષ્ઠ પે ૯

પૂર્વરંગ કરી પ્હેલાં, **ડિમ ત્રિપુરદાહ** જે,
હે વિપ્રો, ત્યાં પછી ત્યારે અમે તેહ પ્રયોજિયે. ૧૦

કર્મભાવ કહ્યો તેથી ખુશ ભૂતગણો થયા.
મહાદેવ થઈ રાજી બ્રહ્માજીને તદા કહે : ૧૧
'રૂડી રીતે તમે નાટ્ય સરજ્યુ, હે મહામતિ,
'યશોદાયી શુભાર્થી ને પુણ્ય, બુદ્ધિ વધારતું. ૧૨
'સંધ્યા-સમે નાચતાં મેં અંગહારે સુશોભતું
'અનેક કરણે સાધ્યું નૃત્ત યાદ કર્યું તદા. ૧૩
'પૂર્વરંગ-ક્રિયામાં તો પ્રયોજો ઠીક ઠીક તે,
'વર્ધમાનકના યોગે ગીતો આસારિતો થકી, ૧૪
'મહા ગીતો મહીં અર્થો સુ-રીતે ભજવી શકો.
'પૂર્વરંગ તમે જે છે પ્રયોજ્યો શુદ્ધ આ અહીં ૧૫
'અંગહારાદિથી ભેળ્યો કહેવાશે ચિત્ર-નામથી.'
સાભળી શિવનું વેણ બ્રહ્માજી વળતું વદ્યા : ૧૬
'પ્રયોગ અંગહારોનો કહો ભરતને તમે.'
બોલાવી તંડુને ત્યારે મહાદેવ વદ્યા તહીં : ૧૭
'પ્રયોગ અંગહારોનો કહો ભરતને તમે'
અંગહારો બધા ત્યારે મહાત્મા તંડુએ મને ૧૮
અનેક કરણે આપ્યા રેચકોથી, વદીશ તે.

* * *

બત્રીશ અંગહારો આ નામથી સ્પષ્ટ મેં કર્યા. ૨૭

* * *

બધા આ અંગહારો તો થાય છે કરણો થકી. ૨૯

* * *

કરણો થકી સંયુક્ત અંગહારો કહ્યા અહીં. ૩૭

* * *

કરણો એકસો આઠ સંખ્યાથી મેં કહ્યા જ છે. ૧૬૮½

* * *

રેચકો અંગહારોથી નિહાળી શિવ નાચતા. ૨૪૬
સુકુમાર પ્રયોગે ત્યાં નાચે છે માત પાર્વતી.

* * *

દક્ષયજ્ઞ થતાં નષ્ટ સંધ્યાકાલે મહેશ્વર ૨૪૮
નાચ્યા ઘણા અંગહારે લય–તાલ–વશે રહી.
નગારાં વાગતાં જોઈ નંદીભદ્રમુખાદિએ ૨૪૯
પિંડીનાં નામ ને બંધ લક્ષણો સાથ આચર્યાં.

* * *

રેચકો અંગહારો ને પિંડીના બંધ જે હતા ૨૫૬
મહાદેવે કરી આપ્યા તેહ ત્યાં મુનિ તંડુને.
તંડુએ તો સુ–રીતે ત્યાં ગાન–ભાંડ થકી ભર્યો ૨૫૭
નૃત્તપ્રયોગ જે સાધ્યો તે તાંડવ બની રહ્યો.

* * *

આ કહ્યું: નૃત્તને કાંઈ અપેક્ષા અર્થની નથી; ૨૬૦
માત્ર શોભા કરે છે એ, તેથી નૃત્ત વદાય છે.

* * *

મુખ્યત્વે તાંડવ-વિધિ દેવસ્તવનમાં થતો. ૨૬૫
શૃંગારરસથી થાતો સુકુમાર પ્રયોગ તો.

* * *

# અધ્યાય ૫ મો

સુણી ભરતની વાણી નાટ્ય–વિસ્તાર–કારિણી
પ્રસન્નચિત્ત મુનિઓ ફરી વચન ઉચ્ચર્યા : ૧

*　　*　　*

પૂર્વરંગ મહા દિવ્ય સર્વ લક્ષણથી મળ્યો
જેવી રીતે સમઝિયે તે રીતે અમને કહો. ૪
વેણ એ મુનિઓ કેરાં સુણી ભરત એ સમે
પૂર્વરંગ–વિધાને જે વિધિ તે વર્ણવી કહે : ૫
પૂર્વરંગ વિશે જે હું કહું તે સાંભળો તમે.
પાદભાગો, કલાઓ, ને પરિવર્તો વળી રહ્યા. ૬
રંગપ્રયોગ યોજાય નાટ્યની પૂર્વમાં અહીં.
પૂર્વરંગ કહ્યો આ જે તેથી, હે દ્વિજસત્તમો ! ૭
આનાં જે અંગ છે તે તે એકેક કરવાં અહીં
તંત્રી–ભાંડ–સહારે ને પાઠ્યના યોગથી વળી. ૮
'પ્રત્યાહાર' અને 'અવતરણક,' 'આરંભ' અંગ આ ત્રીજું,
'આશ્રાવણા' તથા 'વક્ત્રપાણિ,' 'પરિઘટ્ટના' કહ્યું છઠ્ઠું, ૯
'સંઘોટના' પછી છે 'માર્ગાસારિત,' કહેલ જે છેલ્લી
'આસારિતક્રિયા' તે જ્યેષ્ઠા મધ્યા કનિષ્ઠની ત્રણ છે. ૧૦
બહારનાં આ ગીતો પ્રયોજવાં જવનિકા મહીં બેસી
તંત્રી–ભાંડ–સહારે પ્રયોજનારા જનોએ તો. ૧૧
એહ પછી કુતપો સૌ વતી રજા અન્ય ગીત કરવાનાં
એ જવનિકા ખસેડી નૃત્ય અને પાઠ્યની સહાયેથી. ૧૨

મુદ્રકાદિક ગીતોનું એક ગીત પ્રયોજવું;
વર્ધમાન પ્રયોજીને ત્યાં તાંડવ પ્રયોજવું. ૧૩

પછી ઉત્થાપન કરી, પરિવર્તક એ પછી,
નાંદી શુષ્કાપકૃષ્ટા ને રંગદ્વાર પછી કરી, ૧૪

કરવી એ પછી ચારી, મહાચારી પછી કરો.
ત્રિક, પ્રરોચનાયે ત્યાં પૂર્વરંગે કરાય છે. ૧૫

અંગ આ કરવા સર્વ પૂર્વરંગ-વિધાનમાં.
એક એક ક્રમે આનાં લક્ષણો આ કહીશ હું. ૧૬

સ્થાપના જે કુતપની 'પ્રત્યાહાર' વદાય તે.
બેસવું ગાયકોનું તે 'અવતાર' કહેલ છે. ૧૭

પરિગીત-ક્રિયારંભ, કહ્યો 'આરંભ' એહને.
આતોદ્ય રંજના કાજે થાય 'આશ્રાવણા'-વિધિ. ૧૮

વાદ્યવૃત્તિ-વિભાગાર્થ 'વક્ત્રપાણિ' કરાય છે.
તંત્રી-વિસ્તારણા માટે કહે છે 'પરિઘટ્ટના' ૧૯

તેમ હસ્ત-વિભાગાર્થ થાય 'સંઘોટના'-વિધિ.
તંત્રી-ભાંડ-સમાયોગે 'માર્ગાસારિત' થાય છે. ૨૦

કાલપાત-વિભાગાર્થ થાય 'આસારિત'-ક્રિયા.
કીર્તને દેવનાઓનાં જાણવો ગીતનો વિધિ. ૨૧

આ પછીની કહું છું હું 'ઉત્થાપનવિધિ'-ક્રિયા.
પ્હેલવ્હેલાં જ આરંભે ઉઠાવે નાંદિપાઠકો ૨૨

રંગે પ્રયોગને, તેથી એ 'ઉત્થાપન' કહેલ છે.
ચોગમે લોકપાળોને પરિક્રમ કરી કરે ૨૩

વંદના, એ ક્રિયા તેથી ‘ પરિવર્તન ’ છે કહી.
આશીર્વચનથી જોડી હમેશાં જે પ્રવર્તતી ૨૪
દેવ–દ્વિજ–નૃપાદ્યર્થે, તેથી ‘ **નાંદી** ’ વદાય છે;
સૂકા અક્ષરથી માત્ર એંચીને આ ધ્રુવા કરે, ૨૫
તેથી શુષ્કાવકૃષ્ટા એ જર્જર–શ્લોકથી ભરી.
પ્હેલવ્હેલો અભિનય જ્યાં રજૂ તો કરાય છે, ૨૬
‘ **રંગદ્વાર** ’ કહ્યું તેથી વાણી–અંગે પ્રયોજતા.
શૃંગારના પ્રચરથી નામ ‘ **ચારી** ’ પડેલ છે ૨૭
રૌદ્ર પ્રચરને હેતુ ‘ **મહાચારી** ’ વદાય છે.
વિદૂષક તથા સૂત્રધાર ને પારિપાર્શ્વક ૨૮
ત્રણે સંવાદ કરતા, તેથી ‘ ત્રિક ’ કહેવ છે
રજૂઆતે કાર્યની જ્યાં હેતુ–યુક્તિ–સમાશ્રયે ૨૯
સિદ્ધિ આમંત્રણા સાધી, જાણવી તે ‘**પ્રરોચના**’
આના પછી કહું છું હું ક્રિયા ‘**આશ્રાવણા–વિધિ**’. ૩૦

* * *

ધાતુએ ચિત્ર–વીણામાં ગુરુ–લઘ્વક્ષરે ભર્યું ૪૨
વર્ણાલંકાર–સંયુક્ત જે ‘ **નિર્ગીત** ’ પ્રયોજવું.
‘ નિર્ગીત ’ એ કહ્યું કેમ? પદ ના, માત્ર વર્ણ છે. ૪૩

* * *

નિર્ગીતોનું, સ–ગીતોનું, વર્ધમાનકનું વળી ૫૯
ધ્રુવા–વિધાને કહેવાનું, તે લક્ષણ કહીશ હું.
પ્રયોજી ગીતક–વિધિ, ‘ **વર્ધમાન** ’ પછી કરી, ૬૦

ગીત પૂરું કર્યા કેડે ધ્રુવા ' ઉત્થાપની ' કરો.

*    *    *

ચાર-પાદવતી એ તો ચતુરસ્રે કહેલ છે. ૬૨
ને ચાર સંનિપાતોથી ત્રિ-લયે, ત્રણ છે યતિ,
ને ચાર પરિવર્તો ત્યાં, પાણિ ત્રણ વળી કરો. ૬૩
જે શ્લોક-હીન તેઓને જાતિમાં તાલથી કરો.
કરવી દ્વિકલા ' શમ્યા, ' ' તાલ ' બે કલનો કરો. ૬૪
ફરી એક-કલા ' શમ્યા, ' ' સંનિપાતે ' કલા ત્રણ.
આવો આઠ કલાવાળો ' સંનિપાત ' પ્રયોજવો. ૬૫
આ કહ્યા સંનિપાતો તે ચાર છે ' પરિવર્ત 'ના.
પૂર્વ સ્થિતિ કરે પૂરી ' સંનિપાતે ' વિચક્ષણો. ૬૬
સંનિપાત થતાં ત્રીજે ત્યાં ભાંડ-ગ્રહ થાય છે.
પરિવર્ત એક પૂરો કરી બીજે શરૂ કર્યે ૬૭
સાધવું મધ્ય-લયથી સૂત્રધાર-પ્રવેશવું.
પુષ્પાંજલિ ધરી રક્ષા-મંગલે જે સુશોભતા, ૬૮
શુદ્ધવાણી, સુમનના, દૃષ્ટિ અદ્‌ભુત ધારતા,
સૌષ્ઠવાંગ થકી સ્થાન ' વૈષ્ણવી ' આદરી ત્રણે ૬૯
દીક્ષા પામેલ શુચિ એ સરખા ત્યાં પ્રવેશતા.
હાથે જર્જર-ભૃંગાર ધારે બે પારિપાર્શ્વકો. ૭૦
ચાલે બે મધ્ય તે પાંચ પગલાં, સૂત્રધાર જે.
ચાલવાં પાંચ પગલાં બ્રહ્માને તવ પૂજવા. ૭૧
યથાક્રમે કહું છું આ પગલાં કેમ મૂકવાં.

*    *    *

એ બેઉ સાથ પગલાં પાંચ એ સૂત્રધાર જે ૭૩
ડાબે પગે 'સૂચિ' આપે, 'વિક્ષેપ' જમણે પગે,
પુષ્પ-ખોબો પછી નાખે સ્થાપેલા બ્રહ્મ-મંડલે. ૭૪
રંગપીઠ તણી મધ્યે સ્થાપ્યા બ્રહ્મા સ્વયં કહ્યા.
લાલિત્યપૂર્ણ હસ્તોથી બ્રહ્માજીને નમી કરી ૭૫
ભૂમિએ હાથ સ્પર્શાવી કરવી ત્રણ વંદના.

* * *

પરિવર્ત કરો બીજો પછી મધ્યલયાશ્રયે. ૭૭
હવે પછી કાર્ય ત્રીજું જે મંડપ-પ્રદક્ષિણા.
જલાચમન સાધીને લેવો જર્જર હાથમાં. ૭૮
ઊઠી મંગલથી તુર્ત જમણો પગ ઊંચકે.
એનાથી જ કરે 'વેધ', ડાબે 'વિક્ષેપ' આચરે. ૭૯
પાસે રહેલ જમણો પગ એ બાદ ઊંચકે
ડાબો 'વેધ' પછી-એવો વિક્ષેપ જમણો કરે. ૮૦
આ પ્રકારે કરી પૂરી રૂડી રીતે પ્રદક્ષિણા,
ભૃંગારધર બોલાવી શૌચાચરણ આચરે. ૮૧
યથાવિધિ તહીં એ તો કરે આચમન-ક્રિયા.
ક્રમે એ પછી જલથી આત્મ-પ્રોક્ષણ આચરે. ૮૨
આમ શુદ્ધિ કર્યા કેડે સૂત્રધારે પ્રયત્નથી
'સંનિપાતે' ધરી લેવો વિઘ્ન-જર્જર જર્જર. ૮૩
પ્રદક્ષિણા શરૂમાં ને અંતે જર્જર ધારવો.
'પરિવર્તક' જે ત્રીજો જાણવો તે લય દ્રુતે. ૮૪

જર્જર ગ્રહી કરવો જપ આઠ કલા સુધી;
'વેધ' ડાબે પછી સાધે, 'વિક્ષેપ' જમણે પછી. ૮૫

એ પછી પાંચ પગલા કુતપાભિમુખે પળે.
જર્જર-ગ્રહથી માંડી અંત છે કુતપાગમે. ૮૬

'પરિવર્તક' ચોથો જે જાણવો તે લય દ્રુતે.
કરપાત-નિપાતો તો અહીંયાં મેળ થાય છે. ૮૭

ત્ર્યસ્ર-પ્રકારમાં બાર થાય છે પગ-હાથના.
ભૂમિએ હાથ સ્પર્શાવી કરવી ત્રણ વંદના. ૮૮

આત્મપ્રોક્ષણ પાણીથી ત્ર્યસ્રથી જ કરાય છે.
'ઉત્થાપન' કરે એમ, 'પરિવર્તન' એ પછી, ૮૯

ચતુરસ્રે મધ્ય લયે 'સંનિપાત' જ આઠથી.

* * *

ડાબે માર્ગે જતાં એવે વાદ્યોના રણકારથી ૯૧
લાલિત્યે પગલાં મૂકયે ચો-ગમે દેવ વંદવા.

* * *

'પરિવર્ત' કરી આવી ત્યાં પ્રવેશ કરી પછી ૧૦૧
ચાર પ્રકારથી પુષ્પો ધરીને વિધિપૂર્વક
બરોબર કરે પૂજા ધ્વજ-જર્જરની તહીં, ૧૦૨

સર્વ ભાંડ તણી તેમ સૂત્રધાર તણીય તે.
કરવો ભાંડ-આધારે ત્યાં ગીતોનો પરિક્રમ. ૧૦૩

ગાન ના કરવું ત્યારે, ત્યાં પછી અટકી જવું;
ચાર પ્રકારની પૂજા કરીને નીકળી જવું. ૧૦૪

ત્યાં ગાવી અવકૃષ્ટા જે ચતુરસ્રા ધ્રુવા સ્થિર.

*          *          *

મધ્યમ સ્વર રાખીને સૂત્રધાર ભણે તહીં ૧૦૬
'નાંદી' બાર પદે, આઠે કે, સુશોભન પામતી.
'નમું છું સર્વ દેવોને; દ્વિજો સૌ શુભ પામજો. ૧૦૭
'રાજા સોમે બધું જીત્યું, ભોગ આરોગ્ય જેહ છે.
'બ્રહ્મોત્તર થજો, તેમ બ્રહ્મદ્વેષી ટળી જજો. ૧૦૮
'સમુદ્ર-અંતની પૃથ્વી મહારાજ પ્રશાસજો.
'રાજ્યવૃદ્ધિ થજો ને આ રંગ પામો સમૃદ્ધિને. ૧૦૯
'પ્રેક્ષકોને થજો ધર્મ, મોટો આ બ્રહ્મ ભાવિત
'યશ હો કાવ્યકર્તાને, ધર્મવૃદ્ધિ વળી હજો. ૧૧૦
'દેવો પ્રસન્નતા ધારો નિત્ય આ પૂજનાદિથી.'
'નાંદી' તણાં પદોમા આ ભાવ નિત્ય વિચારવો. ૧૧૧
સારી રીતે વદી વાણી થી વદે પારિપાર્શ્વકો.
આ પ્રમાણે કહી જેવી 'નાંદી' તે કરવી સદા. ૧૧૨
પછી શુષ્કાવકૃષ્ટા હો જર્જર-શ્લોકથી ભરી

*          *          *

પછી ત્યાં બોલવો શ્લોક ગંભીર સ્વરથી ભર્યો.
દેવનું સ્તોત્ર કરવું-જેનું પૂજન ત્યાં થતું. ૧૧૬
રાજાની ભક્તિની-એવી બ્રહ્માની સ્તુતિ આચરે.
ગજવી જર્જર-શ્લોક રંગદ્વારે કહેલ જે; ૧૧૭
પછી બીજો ભણે શ્લોક આ જર્જર-પ્રકાશને.
ત્યાં જર્જર મનાવીને પછી 'ચારી' પ્રયોજવી. ૧૧૮

પારિપાર્શ્વક બંને ત્યાં પશ્ચિમે દૂર થૈ રહે.
ત્યાં મધ્ય લયથી ત્યારે કરવી અહિતા ધ્રુવા, ૧૧૯
' સંનિપાત ' કરી ચાર ચતુરસ્ર પ્રમાણથી.

*   *   *

અવહિત્થ કરી સ્થાન નીચે મોં—વામ હાથને ૧૨૨
નાભિ પ્રદેશે મૂકીને ધરી જર્જર તોળતાં,
ડાબે હાથે અને એવે તાલમાં ચરણો કરી ૧૨૩
પગલાં પાંચ ચાલે ત્યાં સવિલાસાંગચેષ્ટિતે.
કરવો 'વેધ' ડાબો ત્યાં, 'વિક્ષેપ' જમણો કરે. ૧૨૪
ત્યાં પછી ભણવો શ્લોક શૃંગાર–રસથી ભર્યો.
સમઝીને ' ચારી '–શ્લોક, કરીને 'પરિવર્તન' ૧૨૫
તેનાં તે પગલે પૂર્વે મોં રાખી દૂર થૈ રહે.
પારિપાર્શ્વક બંનેને સોંપી જર્જર હાથમાં ૧૨૬
યથાવિધિ ' મહાચારી ' પછી તો કરવી તહીં.
ચતુરસ્ર ધ્રુવા જ્યાં એ લય દ્રુત થકી કરે, ૧૨૭
' સંનિપાત ' કરી ચાર—કલા આઠ પ્રમાણથી.

*   *   *

ભાંડ સામે કરી મોઢું પાદ–' વિક્ષેપ ' ત્યાં કરે. ૧૩૦
આપી સૂચી પછી સાથે ' વિક્ષેપ–પરિવર્તન.
લાલિત્યયુક્ત ઓળંગ્યાં લય–દ્રુત–વતાં પદે. ૧૩૧
ત્રણ તાલે કરી ઊંચાં—પગલાં પાંચ ત્યાં પળે.
ડાબો ' વેધ ' કરે ત્યાં ને ' વિક્ષેપ ' જમણો કરે. ૧૩૨

તેનાં તે પગલે પૂર્વે મોં રાખી દૂર થૈ રહે.
કરી પૂર્વ મુખે ચાલે પગલાં ત્રણ માત્ર એ. ૧૩૩
ડાબો 'વેધ' કરે ત્યાં ને 'વિક્ષેપ' જમણે કરે.
પછી રૌદ્રરસ–શ્લોક પદ–સંકોચને ભણે. ૧૩૪
એ અંતે ત્રિપદી–પાઠ્ય ઉચ્ચરે પારિપાર્શ્વક,
એ આવે બેઉ, ત્યાં ગાન કરે 'નર્કુટ' નામનું. ૧૩૫
ડાબો 'વેધ' કરે ત્યાં ને 'વિક્ષેપ' જમણે કરે.
અને ત્યા ભારતી–ભેદે તહીં 'ત્રિક' પ્રયોજવું. ૧૩૬
વિદૂષકે એકપદી સૂત્રધાર–હસાવતી
અસંબદ્ધ–કથાવાળી ઉક્તિ તો કરવી નહીં. ૧૩૭
'વિતંડા' ગંડ–વાળી ને 'નાલિકા' પણ આચરે
'આ ઊભો કોણ' 'કો જીત્યો' એવું કાવ્ય બતાવતી. ૧૩૮

* * *

સિદ્ધામંત્રણવાળી ત્યાં કરવાની ' પ્રરોચના '. ૧૩૯
રંગસિદ્ધિ મહીં સાધે કાવ્યવસ્તુ–નિરૂપણ.
વિધિ સર્વ કરી આમ 'સૂચીવેધ' કરી વળી, ૧૪૦
સ્થિર પાદ થકી સાથે ત્રણે નીકળી પળે.
વિધિ આમ કરી ત્યાં આ પૂર્વરંગ પ્રયોજવો. ૧૪૧

* * *

'ઉત્થાપન' થયે તેમ કરીને 'પરિવર્તન'
ચાર પ્રકારથી દીધી શોભીતી ફૂલડાં થકી—૧૫૨
ઉદાત્ત ગાન—ગાંધર્વે ગાયેલાં સપ્રમાણથી
દેવના દુંદુભિ જ્યાં તો વાગે છે દડ્દડાટથી—૧૫૩

એવી કુસુમમાલાઓ વિસ્તારે ઠેર ઠેર, ત્યાં
અંગહાર અને ન્યાસ અપન્યાસ કરી અને ૧૫૪
'નાંદી'નાં પદ અમુકે લઈ ત્યાં ત્યાં કરે વિધિ—

* * *

એવો ચિત્ર પ્રયોજીને-શરૂથી જેહ હાજર
નારીઓ તે બધી દિવ્ય નીકળી જાય ત્યાં થકી. ૧૫૬

એ બધી નર્તકી દિવ્ય ત્યાં થકી નીકળી જતાં
અંગજાત પછીનું ત્યાં પૂર્વરંગે પ્રયોજવું. ૧૫૭

આમ આ શુદ્ધ ને ચિત્ર પૂર્વરંગ તણો વિધિ.
આમ હે વિપ્રવર્યો ! આ પૂર્વરંગ પ્રયોજવો. ૧૫૮

ચતુરસ્ર અને ત્ર્યસ્ર શુદ્ધ ભારત્યુપાશ્રયે
એવો આ શુદ્ધ જે તે હું પૂર્વરંગ કહી ગયો. ૧૫૯

ચિત્રપ્રકાર જે આનો તે કહું છું હવે અહીં.
ગીત-નૃત્યાદિ વિધિમાં લંબાવો ના પ્રસંગને. ૧૬૦

ગીત વાદ્ય અને નૃત્તે કરે લંબાણ જો અહીં,
પ્રયોક્તા ને પ્રેક્ષકોને બેઉને ખેદ થાય છે. ૧૬૧

ખિન્ન જો, રસભાવોમાં સ્પષ્ટતા થાય ના કદી;
તેથી પ્રયોગ બાકીનો રસ ના ઉપજાવશે. ૧૬૨

ચતુરસ્રે અને ત્ર્યસ્રે શુદ્ધ કે ચિત્ર જે રહ્યો
પ્રયોજી, રંગથી સૂત્રધાર લૈ બેઉ મિત્રને ૧૬૩

પળે ત્યાંથી પ્રયોજીને પૂર્વરંગ વિધાનથી.
સૂત્રધાર-ગુણાકારી સ્થાપકે ત્યાં પ્રવેશવું. ૧૬૪

સ્થાન વૈષ્ણવ સાધીને સૌષ્ઠવાગ કરી વળી
પ્રવેશી રંગ-પેં સૂત્રધારને પગલે વધે ૧૬૫
સ્થાપકાગમને સાધે ધ્રુવા અર્થાનુરૂપિણી
ત્ર્યસ્રા કે ચતુરસ્રા ત્યાં લય મધ્યમથી કરે. ૧૬૬
કરે 'અંતરચારી' ત્યાં વખાણી દેવ-બ્રાહ્મણો,
સુવેણુ-મધુરા શ્લોકે ઘણો ભાવે રમે ભર્યે ૧૬૭
પ્રયોજી વિધિથી રંગ કહે ત્યાં 'કવિ-નામ'ને
પછી 'પ્રસ્તાવના' સાધે કાવ્યકીર્તિ જણાવતી. ૧૬૮

* * *

બીજાનુરૂપ સુખ જે—આશ્રયી બહુ માર્ગને
ઘણા કરી 'અનુક્ષેપ' કાવ્યોપેક્ષણ આચરે. ૧૭૦
કરી 'પ્રસ્તાવના' જાય કાવ્યપ્રસ્તાવક દ્વિજ,
વિધિથી આમ આવો આ પૂર્વરંગ પતાવવો ૧૭૧

* * *

## અધ્યાય ૬ ઠ્ઠો

પૂર્વરંગ તણો એવો સાંભળી વિધિ ત્યા કને
મુનિઓએ ભરતને પ્રશ્ન તો પાચ પૂછિયા · ૧
જેને રસો કહેલા છે નાટ્યે નાટ્યવિચક્ષણે
કેમ છે રસતા તેની, એ કહેવા યોગ્ય આપ છો. ૨
ભાવ જેહ વળી બોલ્યા તે શાની ભાવના કરે ?

* * *

સાંભળી વેણુ એઓનું રસ-ભાવ વિશે તહીં
વિવેચન કરી મૂક્યું ભરતે મુનિઓ કને. ૪

* * *

[૧]રસો, [૨]ભાવો, [૩]અભિનયો, [૪]ધર્મી, [૫]વૃત્તિ, [૬]પ્રવૃત્તિઓ,
[૭]સિદ્ધિ ને [૮]સ્વર, [૯]આતોદ્ય, [૧૦]ગાન ને [૧૧]રંગ એ અહીં. ૧૦

* * *

[૧]શૃંગાર, [૨]હાસ્ય, [૩]કરુણ, [૪]રૌદ્ર, [૫]વીર, [૬]ભયાનક,
[૭]બીભત્સ, [૮]અદ્દ્ભુત કહ્યા નાટ્યે આ રસ આઠ છે. ૧૫
રસો જે આઠ છે તે તો બ્રહ્માજીએ કહેલ છે:
સ્થાયી તેમજ સંચારી ને કહું ભાવ સાત્ત્વિક. ૧૬
[૧]રતિ, [૨]હાસ અને [૩]શોક, [૪]ક્રોધ, [૫]ઉત્સાહ ને [૬]ભય,
[૭]જુગુપ્સા, [૮]વિસ્મય કહ્યા—આ સ્થાયી ભાવ આઠ છે. ૧૭
[૧]નિર્વેદ, [૨]ગ્લાનિ ને [૩]શંકા, [૪]અસૂયા, [૫]મદ ને [૬]શ્રમ,
[૭]આલસ્ય, [૮]દૈન્ય ને [૯]ચિંતા, [૧૦]મોહ, [૧૧]સ્મૃતિ અને [૧૨]ધૃતિ, ૧૮
[૧૩]વ્રીડા, [૧૪]ચપલતા, [૧૫]હર્ષ, [૧૬]આવેગ, [૧૭]જડતા અને
[૧૮]ગર્વ, [૧૯]વિષાદ, [૨૦]ઔત્સુક્ય, [૨૧]નિદ્રા તેમ [૨૨]અપસ્મર, ૧૯
[૨૩]સુપ્ત, [૨૪]પ્રબોધ, [૨૫]અમર્ષ, [૨૬]અવહિત્થક, [૨૭]ઉગ્રતા,
[૨૮]મતિ ને [૨૯]વ્યાધિ, [૩૦]ઉન્માદ અને [૩૧]મરણ, એ પછી ૨૦
[૩૨]વિતર્ક, [૩૩]ત્રાસ તેત્રીસ સંચારી ભાવ આ કહ્યા.
નામથી ભાવ તેત્રીસ વ્યભિચારીય એ કહ્યા. ૨૧
સ્તંભ ને સ્વેદ, રોમાંચ, સ્વરસ્તંભન, વેપથુ,
વૈવર્ણ્ય, અશ્રુ, પ્રલય—આઠ સાત્ત્વિક ભાવ આ. ૨૨

છે [1]આંગિક, [2]વાચિક ને, વળી [3]આહાર્ય, [4]સાત્ત્વિક,
કહ્યા અભિનયો ચાર જાણવા નાટ્ય-આશ્રયી. ૨૩
[1]લોકધર્મી [2]નાટ્યધર્મી ધર્મી આ બે પ્રકારની.
ભારતી, સાત્વતી બીજી, ત્રીજી તો કૈશિકી કહી, ૨૪
વૃત્તિ આરભટી ચોથી—જેમાં નાટ્ય વસી રહ્યું.
અવંતી, દાક્ષિણાત્યા ને ત્રીજી તો ઔડ્રમાગધી, ૨૫
પાંચાલી, મધ્યમા—પાંચ કહી નાટ્યપ્રવૃત્તિઓ.
દૈવિકી માનુષી એમ સિદ્ધિ તો બે પ્રકારની. ૨૬
શારીર વૈણુવ કહ્યા ષડ્જાદિ સ્વર સાત છે.
તત, બીજું અવનદ્ધ, ત્રીજું તો ઘન, એ પછી ૨૭
કહ્યું સુષિર ચોથું, આ-તોદ્ય ચાર પ્રકારનું.
તત તો તંત્રીગત છે, અવનદ્ધ મૃદંગનું, ૨૮
ઘન તો તાલ, ને વંશ કહ્યું સુષિર વાદ્ય તો.
પ્રવેશ તેમ આક્ષેપ, ને નિષ્કામ, પ્રસારિક, ૨૯
અને શેષ, ધ્રુવાયોગે ગાનના પાંચ ભેદ આ.
વિકૃષ્ટ ને ચતુરસ્ર, ત્ર્યસ્ર—આ ત્રણ રંગ છે. ૩૦

* * *

અનેક વાનીમય જે શાકપાકાદિથી સજ્યું
લે છે આસ્વાદ શોખીનો, અન્ન જે રસપૂર્ણ છે, ૩૨
ભાવાભિનયથી યુક્ત સ્થાયી ભાવો તણો જહીં
લે છે આસ્વાદ મનથી, તેથી **નાટ્યરસો** કહ્યા. ૩૩
ઘણા અભિનયે યુક્ત રસોની ભાવના કરે,
તેથી તો નાટ્યવિજ્ઞોએ કહ્યા છે ભાવ નામથી. ૩૪

અનેક દ્રવ્યથી ખૂબ શાકપાકાદિ થાય છે,
ભાવો અભિનયે તેમ રસોની ભાવના કરે. ૩૫
રસ ના ભાવથી હીન, ભાવ ના રસહીન કે.
અન્યોન્ય તો અભિનયે બેઉની સિદ્ધિ આ કહી. ૩૬
મસાલા શાક એ જુદાં સ્વાદ આપી શકે નહિ;
પરસ્પર મળી ભાવો ને રસો ભાવના કરે. ૩૭
જેમ છે બીજથી વૃક્ષ, વૃક્ષથી ફૂલ ને ફળો,
રસ છે સર્વનું મૂળ—એમાં ભાવ રહેલ છે. ૩૮
શૃંગારથી થતો હાસ્ય, થતો કરુણ રૌદ્રથી,
વીરથી અદ્‌ભુતોત્પત્તિ, બીભત્સેથી ભયાનક. ૩૯
જે શૃંગારાનુકરણ તે તો હાસ્ય વદાય છે.
રૌદ્રનું જેહ છે કર્મ તે તો કરુણ છે કહ્યો. ૪૦
વીરનું જેહ છે કર્મ તેને અદ્‌ભુત તો કહ્યો.
જે છે બીભત્સનું કર્મ, ભયાનક કહ્યો જ તે. ૪૧
શૃંગાર થાય છે શ્યામ, હાસ્ય તો શ્વેત થાય છે,
છે કાબરો કરુણ તો, રૌદ્ર રાતો વદાય છે, ૪૨
ગોરો તો વીરને જાણો, કહ્યો કાળો ભયાનક,
વર્ણ બીભત્સનો નીલો, પીળો અદ્‌ભુત થાય છે. ૪૩
દેવ શૃંગારનો વિષ્ણુ, હાસ્યે પ્રમથ દેવ છે,
રૌદ્રનો દેવ છે રુદ્ર, કરુણે યમ દેવ છે, ૪૪
બીભત્સનો મહાકાલ, કાલ તો છે ભયાનકે,
મહેંદ્ર વીરનો દેવ, બ્રહ્મા અદ્‌ભુતના કહ્યા. ૪૫

* * *

સુખપ્રાય ઇષ્ટવત ઋતુ–ફૂલાદિ–સેવક
ને જહીં પ્રમદા–યોગ તેવો શૃંગાર પુરુષ ૪૬

ભૂષણ ઋતુ પુષ્પાદિક, પ્રિયજન સંગીત કાવ્યની સેવા,
ઉપવન–ગમન–વિહારે રસ તો શૃંગાર થાવાનો ૪૭

નયન–વદન પ્રસાદે સ્મિત મધુર–વચે ધૃતિ પ્રમોદે ને
મધુરા અંગ–વિકારે અભિનય એનો થઈ જ શકે ૪૮

* * *

વિપરીત અલંકારો, સુવિકૃત આચાર નામ વેશ, વળી
અર્થોય વિકૃત થાતા હમી પડે, હાસ્ય રસ થતો તેથી ૪૯

વિકારી વાક્ય ને અંગો, એવા વિકૃત વેશથી
જનોને એ હસાવે છે, તેથી હાસ્ય કહેલ છે ૫૦

સ્ત્રી ને નીચ પ્રકૃતિમાં રસ આ ખૂબ દૃશ્ય છે
છ તો છે ભેદ એના, તે અહીં એવા કહીશ હું ૫૧

મત તેમ હસિન, વિહસિત, ઉપહસિત ને અપહસિત, અતિહસિત,
બે ભેદ ગ્યા છે, ઉત્તમ મધ્યમ કનિષ્ઠ જે પ્રકૃતિ ૫૨

મત ને હસિત વડાના, વિહસિત અપહસિત મધ્ય માનવના,
ાવહસિત અતિહસિત બે અધમોના, હાસ્ય આમ છે છ વિધે ૫૩

ગાલમાં કૈંક છે હાસ્ય, કટાક્ષો સૌષ્ઠવે ભર્યા,
દાંત ના નજરે આવે, ધીર એ 'સ્મિત' ઉત્તમે ૫૪

ખીલેલા નેત્ર ને ગાલ—એમ જે હસવું બને,
દાંતો કૈંક જ દેખાય–એવું 'હસિન' તો કહ્યું. ૫૫

આંખો ને ગાલ ખેંચાતાં અવાજે મધુરું બને,
ટકતું મુખને રંગે—એવી 'વિહસિતે' સ્થિતિ. ૫૬

નાકનાં ફણસાં ખુલ્લાં, જોવાનું કૂડ-દાષ્ટથી,
ખભા તેવું શિર 'ઉપ-હસિતે' ઊછળી રહે. ૫૭

કઠામે હસવું, આંખે પાણી આવી રહ્યાં બને,
ખભા તેવું શિર 'અપ-હસિતે' ધ્રૂજવા મંડે. ૫૮

ઊભરે આંખમાં પાણી, ખરાડા સહ ઉદ્ધત,
પડખામાં કર 'અતિ-હસિતે' હોય ચોટતા. ૫૯

હાસનાં સ્થાન જે હોય કાર્યને ઉપજાવતાં
નાટકે, શ્રેષ્ઠમાં આવે, ને મધ્યમ-કનિષ્ઠમાં. ૬૦

આ રીતે થાય પોતાથી ને બીજાથીય થાય છે,
બે પ્રકારે ત્રણેના જે—છ પ્રકાર બની રહે. ૬૧

*            *            *

ઇષ્ટ તણો વધ જોયે, કે વિપ્રિય વેણ આદિના શ્રવણે,
આવા ભાવોમાંથી કરુણ-રસોત્પત્તિ તો થાય. ૬૨

શ્વાસ, રુદન ને મોહોદ્દ્ગમ, પરિવેદન, વિલાપ ભજવીને,
શરીરને કષ્ટ, વળી આઘાતાદિક તો કરે કરુણ સિદ્ધિ. ૬૩

*            *            *

સત્ત્વપ્રકાર, ઘાતન, વિકૃતચ્છેદન, વિદારણોથી ને
સંગ્રામ, સંભ્રમે તો રૌદ્ર તણો જન્મ થવાનો. ૬૪

શસ્ત્રો અનેક છૂટે, માથાં ધડ કર કપાય છે—એવી
વિશિષ્ટ ચેષ્ટાઓથી અભિનય રસ રૌદ્રનો સાધો. ૬૫

રૌદ્ર વાણી અને ચેષ્ટા–થી જેવો રસ રૌદ્ર જે,
શસ્ત્રપ્રહાર જ્યાં બ્હોળો ઉગ્ર કાર્ય થકી ભર્યો. ૬૬

* * *

ઉત્સાહ નિશ્ચયાત્મક, વિષાદ–વિસ્મય નહીં છતા મોહે,
વિશિષ્ટ અર્થ વિવિધતા, એને રસ **વીર** તો કહેલો છે. ૬૭
સ્મૃતિ, ધૈર્ય, વીર્ય, શૂરાતન, ઉત્સાહે, પરાક્રમે, ઓ થી,
આક્ષેપાત્મક વાક્ય અભિનય રસ **વીર**નો સાધો. ૬૮

* * *

વિકૃત–રવ સત્ત્વદર્શન, સંગ્રામ–અરણ્ય–શૂન્યગૃહ–ગમને,
ગુરુ–નૃપના અપરાધે ઉત્પાદન રસ **ભયાનક** તણુ છે ૬૯
અંગ–મુખ–દૃષ્ટિભેદે, પગ અટકે, દૃષ્ટિ ચલિત, ઉદ્વેગે,
ફિક્કુ મુખ, શોષ, હૃદય–કંપન, રોમાંચ અભિનયે આ છે ૭૦
સ્વાભાવિકતા ભયની હૃદય મહીંથી જ ઊઠતી થાતી,
એવા ભાવે કોમળ ચેષ્ટનથી વ્યક્તિ થાય આ રસની. ૭૧
ધ્રૂજે હાથ અને પગ, જડ અંગો, થાય કંપ હૈયામા,
હોઠ ગળું ને તાળવું સુકાય—એ રીતથી **ભયાનક** છે ૭૨

* * *

અણગમતું જોવાથી ગંધ–રસ–સ્પર્શ–શબ્દના દોષે
અનેક ઉદ્વેજનથી થાતી **બીભત્સ** રસ તણી સિદ્ધિ. ૭૩
મુખ–નયનો વાળી લે, નાક અને નયન ઢાકવા માડે,
મુખ નીચું, પગ ધ્રૂપે—અભિનય **બીભત્સ** રસમહીં આછે ૭૪

* * *

અતિશય અર્થ-ભરેલા વચન, ચરિત, કર્મ તેમ રૂપ બને,
આવા વિશિષ્ટ અર્થે અદ્દભુતરસસિદ્ધિ થાવાની. ૭૫

સ્પર્શ-ગ્રહ-ઉત્કંઠા-હસવું-'હા હા' અને 'અહો' બોલે,
કંપન, ગદ્દગદ વચને,પરસેવે ભજવણી જ આ રસની. ૭૬

*　　　*　　　*

વાણી વેશ ક્રિયાથી છે શૃંગાર ત્રણ જાતનો.
અંગ વેશ અને વાક્યે ત્રિ-રીતે હાસ્ય રૌદ્ર છે. ૭૭

ધર્મના ઉપઘાતેથી ને થતાં પડતી દશા,
તેમ શોક થકી સાધ્યો કરુણ ત્રિ-પ્રકારનો. ૭૮

દાનવીર ધર્મવીર શુદ્ધવીર પ્રકારથી
રસવીર તણા ભેદ ત્રણ તો થાય નાટ્યમાં. ૭૯

બ્હાનાથી અપરાધેથી તેમ વિત્રાસથી વળી
ત્રણ પ્રકારનો આવો ભયાનક બને રસ. ૮૦

ક્ષોભથી તેમ ઉદ્વેગે, ત્રીજો બીભત્સ શુદ્ધ છે,
વિષ્ઠા ને કૃમિ ઉદ્વેગે, ક્ષોભમાં રક્ત-આદિ છે. ૮૧

અદ્દભુતે ભેદ બે—દિવ્ય તેમ આનંદજન્ય જે,
દિવ્ય દર્શનથી દિવ્ય, હર્ષે આનંદજન્ય છે. ૮૨

એમ આ લક્ષણે સ્પષ્ટ રસ તો આઠ જાણવા,
હવે લક્ષણ ભાવોનું આ પછી તો કહી શકું. ૮૩

# અધ્યાય ૭ મો

વિભાવે અર્થ જે આપ્યો અનુભાવે પમાય છે;
વાણી અંગ અને સત્ત્વે ભજવ્યે ભાવ તેહ છે. ૧

વાણી અંગે મુખ-રાગે ભજવ્યે સત્ત્વથીય તે,
કવિના મનનો ભાવ ખીલવે, ભાવ તેહ છે. ૨

ઘણા અભિનયે જોડ્યા રસોની ભાવના કરે,
તેથી ભાવ તણી સંજ્ઞા જાણવી નાટ્ય-યોજકે. ૩

વાણી અંગે ભજવતાં ઘણા અર્થ બને સ્ફુટ,
તેથી તો નામ પામ્યા છે વિભાવ નટ-શાસ્ત્રમાં. ૪

વાણી અંગે ભજવતાં અર્થો અનુભવાય છે;
અંગોપાંગે અને વાણીથી, તેથી અનુભાવ છે. ૫

લોકસ્વભાવથી સિદ્ધ, લોકયાત્રા જ સાધતા,
અનુભાવ, વિભાવો આ જાણો અભિનયે બધા. ૬

હૈયાનો મેળ જે અર્થ રસથી ભાવ તેહનો,
દેહને એ રહ્યો વ્યાપી અગ્નિએ શુષ્ક કાષ્ઠશો. ૭

જનોને જેમ રાજા છે, શિષ્યોને ગુરુ જેમ છે,
તે રીતે સર્વ ભાવોને સ્થાયી ભાવ મહાન છે. ૮

ઇષ્ટાર્થ વસ્તુ પામ્યે તો રતિ ઉત્પન્ન થાય છે;
ભજવો સૌમ્ય થૈ વાણી-માધુર્યે અંગચેષ્ટિતે. ૯

બીજાના ટીખળે તો આ હાસ ઉત્પન્ન થાય છે;
સ્મિતે હાસે અને ખૂબ હસવે ભજવાય આ. ૧૦

હર્ષે ગાલો ફૂલે, અનુસ્મરણે વાચ, આંસુ છલકાયે,
રોમાંચ, ગંડ ખીલે, રોદન આનંદથી થયેલું એ. ૧૧

ખળખળ આંસુ વહંતાં, સિસકારા, અંગચાલ ના સ્થિર કૈં,
ભોએ પડવું, લોટણુ—રોદન એ દુઃખથી થયેલું છે. ૧૨

ફરકે હોઠ કપોલો, ધ્રૂજે શિર, થાય છે નિસાસાઓ,
ભવા, કટાક્ષે વાંકું રોદન સ્ત્રીનું થયેલ ઈર્ષ્યાથી. ૧૩

કારણ તણી અપેક્ષા, ઘણું કરી શ્રમ થકી સધાતો જે
વીર રસે ફરનારો કૃત્રિમ એ શોક છે ભજવવાનો. ૧૪

સ્ત્રી અને નીચ પાત્રોમાં શોક છે દુઃખથી થયો;
ધૈર્યે ઉત્તમ મધ્યોનો; નીચનો રુદને થનો. ૧૫

[ શત્રુથી, ગુરુથી તેમ પ્રણયી જનથી અને
ભૃત્યથી, છે કૃત્રિમ તો ક્રોધ પાંચ પ્રકારનો. ]

ભવાં કુટિલ, મોં ઊંચું, હોઠ ડસે, હાથ હાથથી ઘસવા,
હાથે તર્જન, ક્રોધી શત્રુ પ્રતિ ખૂબ ખૂબ કોપ કરે. ૧૬

મુખ નયનો કૈં નીચાં ભીનાં નયને, લુછાય પરસેવો,
અણદેખ્યો ફફડે બહુ, વિનયે ગુરુને વિશે કરે કોપ. ૧૭

હિલચાલ અલ્પ, નયને આંસુ અને ફેંકવું કટાક્ષોનું,
ભ્રૂભંગ, હોઠ ફરકે; પ્રણયાગત વલ્લભા તરફ કોપે. ૧૮

ભૃત્ય પ્રતિ કોપન જે, તર્જન, તરછોડવું, નયન ફાડી,
વિવિધ ગતે જોવાનું—અભિનય એ સાધવાનો છે. ૧૯

કારણ તણી અપેક્ષા, ઘણું કરી શ્રમ થકી સધાતો જે,
બેઉ રસે ફરનારો કૃત્રિમ એ રોષ છે ભજવવાનો. ૨૦

અસંમોહાદિથી વ્યક્ત, વ્યવસાય નયે ભર્યો,
ઉત્સાહ સજર્યો થાય અપ્રમાદ–ક્રિયાદિથી. ૨૧

ગુનાથી ગુરુ–રાજાના, જોતાં રૌદ્ર બનાવને,
શ્રવણે ઘોર કાર્યોના, ભય મોહ થકી થતો. ૨૨

અંગકંપ અને ત્રાસે, મુખને શોષ, સંભ્રમે,
આંખો ફાડી ભજવવો રૌદ્ર આવાં ક્રિયા ગુણે. ૨૩

ત્યાં વિત્રાસ થકી બીક મનુષ્યોને બની રહે,
અંગો ને આંખ ફેંકીને નર્તકો ભજવે અહીં. ૨૪

કર-ચરણ–હૃદય–કંપે, સ્તંભન, મુખશોષ, જીભ ચાટણુ ને
અંગ ખર્યાં દુઃખાન્વિત, અભિનય એવો સદા કરવો. ૨૫

નાસિકા ઢાંકવી તેમ અંગ સંકોચવાં વળી,
હૈયાના ખૂબ ઉદ્વેગે જુગુપ્સા બતલાવવી. ૨૬

ઘણાં કર્મ થકી સાધ્યો હર્ષસંભવ વિસ્મય;
હર્ષાશ્રુ તેમ પ્રલયે સાધવી સિદ્ધિ આ તણી. ૨૭

દારિદ્રય–ઇષ્ટ વિરહે ભાવ નિર્વેદ ઊપજે;
ધારણા તેમ નિઃશ્વાસે ભાવ એ ભજવાય છે. ૨૮

ઇષ્ટ જન તણા વિરહે દારિદ્રય વ્યાધિથી તથા દુઃખે,
કે પર–ઉન્નતિ દેખ્યે વ્યભિચારી ભાવ થાય નિર્વેદ. ૨૯

નયને પાણી છલકે, લાંબા નિઃશ્વાસ મુખ અને નેત્રે,
ધ્યાન ધરે યોગી જ્યમ, અભિનય નિર્વેદવાનનો એવ. ૩૦

વમનાદિ વ્યાધિમાં, તપથી, વૃદ્ધત્વથી થતી ગ્લાનિ,
કૃશતા, મંદ શ્રમણે કંપે અભિનય કરાય છે એનો ૩૧

ખમી ખમી બોલ્યેથી, નેત્રવિકારે જ, શિથિલ સંચારે,
અંગો ઢીલાં રાખી ભજવી બતલાવવી ગ્લાનિ. ૩૨

ચોરી આદિકથી તો થાતી શંકા લહો ભયાનકમાં;
પ્રિય કરતાં અણગમતું, એવી શૃંગારિણી શંકા. ૩૩

પ્રકાર બે શંકાના : અંતરથી તેમ પર થકી ઊઠી,
અંતરની જે શંકા દૃષ્ટિ તણા ચેષ્ટને ભજવવાની. ૩૪

અંગો કૈં ધ્રૂજે ને નીચે મુખ બાજુઓ જુએ નિજની;
ખૂણ સજે નિજ જિહ્વા—શંકિત જન મોં બતાવતો ફિક્કું. ૩૫

સોહાગ, ઈશતા, મતિ, લીલા, ઉન્નતિ નિહાળતાં પરનાં,
થાય અસૂયા, તેમજ જેણે અપરાધ આચર્યો તેને. ૩૬

ભવાં કુટિલ, મુખ ઊંચું, ઈર્ષ્યા ને ક્રોધ, મુખ વળી વાંકું;
ગુણ નિંદા ને દ્વેષે અભિનય તો સાધવો એનો. ૩૭

ત્રણ છે પ્રકાર મદના : તરુણ અને મધ્ય, તેમ હલકો છે.
પ્રકાર પાંચ કરણના, અભિનય એના થકી જ કરવાનો. ૩૮

મત્ત બની કો ગાતો, રુએ વળી ને હસે વળી કોઈ,
કડવાં વેણ વદે કો, કોઈ તો ઊંઘ ખેંચે છે. ૩૯

ઉત્તમ જન સૂએ છે, મધ્યમ જન ગાય છે ભજવવામાં;
કડવાં વેણ વદે, ને રુએ પ્રકૃતિ નેષ્ટ જેહની હોતી. ૪૦

સ્મિત-વચન, મધુર-રાગી, હર્ષ તને, આકળાં જરા વચનો,
ગતિ આવિદ્ધ સુકોમલ, ઉત્તમ જનનો જ તરુણ મદ છે. ૪૧

ખરતાં ઘૂમે નયનો, બાહુ ખરે-આકળો થઈ ફેંકે.
ગતિ આવિદ્ધ કુટિલ, એ મધ્યમજનનો જ મદ કહેલો. ૪૨

નષ્ટ સ્મૃતિ, ત્રુટિત ગતિ, કફ, તેવા વમન એડકી વરવાં,
ખૂબ સજે નિજ જિહ્વા, થૂંકે—એ મદ કનિષ્ઠ કોટીનો. ૪૩
પીતાં પીતાં મદની વૃદ્ધિ બતાવાય ભજવણી માહે,
પીતાં સિદ્ધ થયેલો, ઉતારવો મદ કરેલ એવો જે. ૪૪

સંત્રાસે કે શોકે, ભયકારણ ને પ્રહર્ષથી આવ્યો,
ઉલટાવી પણ કરવો મદ કેરો નાશ નાટ્ય વિદ્વાને. ૪૫
આવા ભાવ બતાવ્યે તુરંત મદ નાશ પામે છે,
ચડતીનાં મુખ-વાક્યે શોક તણો નાશ એમ બનવાનો. ૪૬
નૃત્ત, પ્રવાસ બળનું કામ કર્યે **શ્રમ** સધાય છે નાટ્યે;
નિશ્વાસ ખેદ ગમને અભિનય તો સાધવો એનો. ૪૭
**આલસ્ય** તો ભજવવું ખેદ વ્યાધિ સ્વભાવથી થાતું,
ખાધા વિના કરેલા આરંભોને ન આરંભી. ૪૮
ચિંતા ઉત્સુકતાથી થયેલ દુઃખે જ **દૈન્ય** જન્મે છે;
મુખ ધોવા આદિકની ક્રિયા થકી દૈન્ય-ભજવણી કરવી ૪૯
ઐશ્વર્ય-ઇષ્ટ ને ધન દૂર થયે ચિત્તની સમુત્સુકતા
થતા મનુષ્યોને તો **ચિંતા** ઉત્પન્ન થાય છે એવી. ૫૦
ઉચ્છ્વાસે, નિઃશ્વાસે, સંતાપે, શૂન્ય હૃદયનો થાતાં
ન્હાવા ધોવા વિણ થૈ અધૈર્યથી ભજવવી ચિંતા. ૫૧
અસ્થાને ભાળતાં ચોરો, ને ત્રાસો બહુ ભાતના,
એવે ઉપાય ના જોતાં **મોહ** ઉત્પન્ન થાય છે. ૫૨
વ્યસન, અભિઘાત ને ભય, સ્મરણ થયે પૂર્વવેર, મોહ થતો;
સૌ ઇદ્રિય મૂંઝાઈ-એ રીતે મોહને ભજવવાનો. ૫૩

વીતેલાં સુખદુઃખો, મન કેરી ધારણા ભુલાયેલી,
તેનું સ્મરણ કરીને સ્મૃતિનો અભિનય સધાય છે નાટ્ય. ૫૪

સ્વાસ્થ્ય અને અભ્યાસે, શ્રવણ અને દર્શને થયેલું જે,
શિર ઊંચે ખંખેરી ભવાં થકી સ્મૃતિ તણી ભજવણી છે. ૫૫

વિજ્ઞાન, શૌચ, વૈભવ, શ્રુતિ શક્તિ થકી થયેલ ધૃતિ જે છે,
ભય શોક વિષાદ વિના અભિનય તેનો સદા સાધો. ૫૬

શબ્દ, સ્પર્શ અને રસ, રૂપ અને ગંધ—એ મળે વિષયો;
ન મળ્યે શોક થતો નહિ—એને ધૃતિ નામ આપતા સુનો. ૫૭

અકાર્ય કરતો કો જન પવિત્ર લોકો તણી નજર આવે,
ત્યારે પસ્તાવો—એ વ્રીડા નામે થશે જ સંચારી. ૫૮

શરમે વદન છુપાવે, ભૂમિ ખણે, ખોતરે નખોથી, ને
વસ્ત્ર અને અંગુલિઓ-ને સ્પર્શે અભિનયે જ આ ભાવે. ૫૯

અવિચાર્યે વધ બંધન આદિક જે કાર્ય થૈ જતાં હોય,
નિશ્ચય કરવાની નહિ ટેવ–ચપળતા કહેલ સંચારી. ૬૦

પ્રાપ્ય અને અપ્રાપ્ય ય અર્થ અને પ્રિય તણો સમાગમ જો
બને, હૃદયને ગમતો લાભ થતાં હર્ષ થાય સંચારી. ૬૧

નેણ હસે, સુખવાણી પ્રિય, આલિંગન, રુવાં હસી ઊઠે,
સુંદર અંગ વિહારે પરસેવા આદિથી ભજવવો એ. ૬૨

સંભ્રમાત્મક આવેગ થાય આઠ પ્રકારનો,
સ્થિરતા શ્રેષ્ઠ-મધ્યો ને, નીચોને સરકી જવું. ૬૩

ધારેલ વચન જે હો, તે સ્થાને વાત અપ્રિય સુણાતાં,
શસ્ત્ર-ક્ષેપ-ત્રાસે નામે આવેગ ભાવ સંચારી. ૬૪

અપ્રિય નિવેદનાદિક, વિષાદના આશ્રયે ભજવણી છે;
એકાએક જુએ ત્યાં શસ્ત્ર થકી મારવાનું બને. ૬૫

ઇષ્ટ અનિષ્ટ અને સુખ દુઃખ ન જાણે જ જેહ મોહ થકી,
મૂંગો પરવશ જે કો—એની સંજ્ઞા જ જડ થવાની. ૬૬

વિદ્યા યૌવનરૂપે ઐશ્વર્યે તેમ ધન તણે લાભે,
નીચ જનોને કરવો નજર અને અંગ ચાલવી ગર્વ. ૬૭

કાર્ય સર્યું નહિ, ચોરી કર્યે ગુનો રાજ્યનો અને પકડ્યો,
દૈવ થકી પાગ્યાનું પામ્યો નહિ, ત્યાં વિષાદ સંચારી ૬૮

સદુપાય અને ચિંતા-વિચારે શ્રેષ્ઠ-મધ્યમો;
નિદ્રા નિ શ્વાસ ને ધ્યાન હલકા જન આચરે. ૬૯

ઇષ્ટજનાદિ-વિયોગે-સ્મરણ થકી થાય ઉત્સુકતા;
ચિંતા, નિદ્રા, તંદ્રા, અંગો ભારે થકી ભજવવી એ. ૭૦

આળસ દુર્બળતા શ્રમ થાક અને ચિંતન સ્વભાવ થકી,
રાતે જાગરણ થકી નિદ્રાનો ભાવ સંચારી. ૭૧

મુખ ને અંગો ભારે, બિડાય ઘેરાય આંખ, ને જડતા,
ચોળે અંગ, બગાસાં,—અભિનય આ રીતનો એનો ૭૨

ભૂત-પિશાચ-સ્મરણે ઘેરાયો, અવડ ભવનમાં પેઠો,
અપવિત્રતા કો કાળે—એહ અપસ્માર સંચારી. ૭૩

એકાએક જમીને પડે, પ્રકંપે, ફીણોટ મુખમાંહે,
ભાન વિણ ઊઠવાનું કરે—ભજવણી અપસ્મારે. ૭૪

ઉચ્છ્વાસે નિઃશ્વાસે, બિડાય કે આંખ, ના બને ચેષ્ટા,
સૌ ઇંદ્રિય સંમોહે,—એવું તો છે જ સુપ્ત સંચારી. ૭૫

આહાર તો પલટતાં, શબ્દ સ્પર્શાદિથી થયેલો જે,
પ્રતિબોધ તે ભજવવો—ખાય બગાસાં અને નયન ચોળે. ૭૬

વિદ્યા ઐશ્વર્યના જોરે પરાજિત સભા મહીં,
યોગ ઉત્સાહનો થાતાં અમર્ષ જનને બને. ૭૭

ઉત્સાહ નિશ્ચયે તેમ નીચે મોઢે વિચારતાં,
શિર ધ્રૂજ પસીનો—એ રીતે આ ભાવ તો કરો. ૭૮

ધૃષ્ટતા ફ્ડ એવાંથી થયેલું અવહિત્થ છે;
ના લઈ ગણનામાં તે બીજું બીજું કહી કરો. ૭૯

ચોરી-આળે પકડયે નૃપ-અપરાધે જ ઉગ્રતા બનતી;
વધ બંધન ને તાડન—એવા અભિનય થકી બતાવો એ. ૮૦

અનેક શાસ્ત્રથી સિદ્ધ જનોને મતિ થાય છે;
શિષ્ય ને ઉપદેશાય-એ રીતે ભજવાય એ. ૮૧

અંગ ઢીલાં કરી ફેંકે, રોગ ને મોં કસાણું હો;
એ રીતે વ્યાધિ સંચારી નાટ્ય માંહે બતાવવો. ૮૨

ઇષ્ટ જન અને વૈભવ નષ્ટ થયે, વાત-પિત્ત-કફ-કોપે,
અનેક પિત્ત-વિકારે, મારે ઉન્માદ થાય સંચારી. ૮૩

અનિમિત્ત હસવું રોવું, બેસવું, ગાવું, જવું તથા દોડી,
એવા ઉગ્ર વિકારો બતાવવા ભાવ ઉન્માદે. ૮૪

એકરૂપ ઘણા વ્યાધિ બન્યે મરણ થાય છે;
ઠંડાં અંગ, નહીં ચેષ્ટા,–એવી ઇંદ્રિયથી કરો. ૮૫

પહેલાં કૃશતા દેહે, ધ્રુજારી એ પછી બને,
લાહ્ય લાહ્ય બળે, ચોથે એડકી તો પ્રયોજવી. ૮૬

એ પછી કાઢવાં ફીણ, ખભા છક્કે લચી પડે,
જડતા સાતમે થાય, છેલ્લે મરણ સૂચવે. ૮૭
રાની પશુ, ગજ, ઘોડા, વાહન—આદિક થકી થયેલું, ને
શસ્ત્રો વાગ્યાં—એમ જ અંગો ઢીલાં કરી પ્રસારી લો. ૮૮

એવું મરણ આ જાણો ભિન્ન ભિન્ન દશા તણું—
વાણી અંગ અને ચેષ્ટા થકી એવું પ્રયોજવું. ૮૯
ભયાનક મહાનાદે **ત્રાસ** ઉત્પન્ન થાય છે;
ખર્યાં અંગ અને અર્ધ મીંચી આંખે બતાવવો. ૯૦
વિચારણાદિથી સાધ્યો થાય સંદેહ—એ ગતે
**વિતર્ક** તો ભજવવો ભવાં ને શિર ધ્રૂજવી. ૯૧
તેત્રીસ **વ્યભિચારી** આ જાણવા ભાવ નાટ્યમાં;
ભાવો **સાત્ત્વિક** જે આઠ હવે આ ક્રમથી કહું: ૯૨
સ્તંભ ને સ્વેદ, રોમાંચ, સ્વરનો હ્રાસ, વેપથુ,
વૈવર્ણ્ય, અશ્રુ, પ્રલય—આઠ સાત્ત્વિક ભાવ આ. ૯૩
હર્ષ–ભય રોગ વિસ્મય વિષાદ મદ રોષથી થતો **સ્તંભ**;
ક્રોધ ભય હર્ષ લજ્જા દુ:ખ શ્રમ રોગ તાપ ઘાત થકી. ૯૪
કસરત–થાક પસીને સંપીડનથી બતાવવો **સ્વેદ.**
સ્પર્શ ભય શીત હર્ષે ક્રોધે રોગે કહેલ **રોમાંચ.** ૯૫
ભય ને હર્ષે ક્રોધે તાપે રોગે મદે ખસે **સ્વરતા.**
શીત ભય હર્ષ રોષે સ્પર્શ અને ઘડપણે **કંપ.** ૯૬
શીત ક્રોધ ભય શ્રમ રોગે થાકે **વિવર્ણતા** તાવે.
આનંદે અમળાટે ધૂમે અંજન–ભયે બગાસાંથી, ૯૭

શોકે, અનિમિષ જોવે, શીતે રોગે બને અશ્રુ.
શ્રમ મૂર્છા મદ નિદ્રા ઘાતે મોહાદિથી પ્રલય જન્મે. ૯૮

એમ આ જાણવા આઠ ભાવ સાત્ત્વિક નાટ્યમાં,
હવે એનું કહું કર્મ અનુભાવ-સ્વરૂપનું : ૯૯

સ્મિત ચેષ્ટા અને કંપ ત્યજી જડ બની જવું,
ન સંજ્ઞા, સ્તબ્ધ સૌ અંગો, સ્તંભ એમ બતાવવો. ૧૦૦

વીંજણો હાથમાં ધારી, પસીનાને હટાવવો,
કરી પવનની ઇચ્છા, સ્વેદ તો બતલાવવો. ૧૦૧

વારંવાર ઉકાંટો ને ટાઢ વાય—ક્રિયા થકી,
અંગોના સ્પર્શથી એવો રોમાંચ બતલાવવો. ૧૦૨

ભાંગ્યા ગળગળા સાદે સ્વરભેદ બતાવવો.
સ્ફુરણે ધ્રૂજવે કંપે છે બતાવાય વેપથુ. ૧૦૩

મોંનો રંગ કરી ફિક્કો, નાડી પીડાય એ ગતે,
વૈવર્ણ્ય તો ભજવવું પ્રયત્ને અંગ-આશ્રયે. ૧૦૪

ચોળવી આંખ ને આંસુ થકી અશ્રુ બતાવવાં.
જમીને પછડાઇને કરો પ્રલય નાટ્યમાં. ૧૦૫

ચાળીસ માથે નવ ભાવ આ મેં, સ્વરૂપ આપી વરણી બતાવ્યા.
કયા રસોમાં ભજવી શકાય, એ સાંભળો હું કહું, વિપ્રવર્યો. ૧૦૬

ગ્લાનિ શંકા અનસૂયા શ્રમ ચાપલ્ય સુપ્ત ને
અવહિત્થ અને નિદ્રા શૃંગારે તેમ વેપથુ. ૧૦૭

આલસ્ય ઉગ્રતા તેમ જુગુપ્સા વિણુ અન્ય જે
ભાવો તેના થકી સાધ્ય બને શૃંગાર સર્વથા. ૧૦૮

ગ્લાનિ શંકા અસૂયાં ને શ્રમ ચાપલ્ય સુપ્ત ને
અવહિત્થ અને નિદ્રા હાસ્યે ભાવ કહેલ છે. ૧૦૯

દીનતા ગ્લાનિ નિર્વેદ ચિંતા મરણ અશ્રુ ને
જડતા વ્યાધિ સંચારી ભાવો કરુણમાં થતા. ૧૧૦

અસંમોહન ઉત્સાહ હર્ષ આવેગ ને મતિ,
ઉગ્રતા તેમ ઉન્માદ, હર્ષ રોમાંચ જે વળી, ૧૧૧

પ્રતિબોધ અને ક્રોધ, અસૂયા ધૃતિ ગર્વ ને
વિતર્ક આદિ સંચારી ભાવો વીરરસે થતા. ૧૧૨

અસૂયા ગર્વ ઉત્સાહ મદ આવેગ ઉગ્રતા
ક્રોધ ચાપલ્ય ને હર્ષ ભાવો રૌદ્રરસે થતા. ૧૧૩

વેપથુ સ્વેદ રોમાંચ, વાણી ગદ્‌ગદ તેમ જે,
મરણ ત્રાસ વૈવર્ણ્ય ભયાનક રસે થતાં. ૧૧૪

છે અપસ્માર ઉન્માદ, વિષાદ મદ મૃત્યુ ને
ભય ને વ્યાધિ સંચારી ભાવો બીભત્સમાં રહ્યા. ૧૧૫

સ્તંભ સ્વેદ અને મોહ તેમ રોમાંચ વિસ્મય,
આવેગ જડતા હર્ષ મૂર્છા અદ્‌ભુતમાં રહ્યાં, ૧૧૬

જે છે સાત્ત્વિક ભાવો તો ભજવાતાં ઘણી ગતે,
આ બધાયે રસોમાં તે જાણવા નાટ્યયોજકે. ૧૧૭

ન કદી એક રસનું કાવ્ય હોય પ્રયોગથી,
ભાવ ને રસ, એ સાથે તેવી પ્રવૃત્તિ વૃત્તિથી. ૧૧૮

બધાં એ સાથ સંધાતાં જે કાંઈ રૂપ સાંપડે,
તે તો માનો રસ સ્થાયી, સંચારી અન્ય છે બધા. ૧૧૯

વિભાવે અનુભાવે, ને અંગ ને વસ્તુ-યોગથી,
યુક્ત સંચારી ભાવોથી આ **સ્થાયી રસ** થાય છે. ૧૨૦
સત્ત્વની શ્રેષ્ઠ માત્રાએ **સ્થાયી** તો બતલાવવો;
આકાર માત્રે સંચારી, તેથી સ્થાયી વદાય છે. ૧૨૧
નથી લુપ્ત થતાં ચિત્રો; લોકમાં ચિત્ર દુર્લભ;
વારંવાર પ્રયત્નેથી જામે છે રાગ સર્વથા. ૧૨૨
સ્થાયી સાત્ત્વિક સંચારી અર્થ ભાવ અનેક જે,
જ્યાં ત્યાં કાવ્ય મહીં તે સૌ યથાયોગ્ય પ્રયોજવા. ૧૨૩
રસો ભાવો તણી આમ વ્યવસ્થા નાટકે રહી.
જે આ સૌ આમ જાણે છે તે સિદ્ધિ શ્રેષ્ઠ પામશે. ૧૨૪

## અધ્યાય ૮ મો

ભાવો અને રસો કેરી જે ઉત્પત્તિ અનુક્રમે,
કૃપાથી સાંભળી સર્વ : અન્ય છે જાણવું હજી. ૧
કરવો કેટલી રીતે નાટ્યે અભિનય-ક્રમ ?
શા માટે છે અભિનય ? કેટલા ભેદ એહના ? ૨
જ્યાં જેવો તો અભિનય યોજવો સિદ્ધિ સાધવા,
તે બધું જાણવા ઇચ્છા; યથાતથ કહો તમે. ૩
એ બધા ઋષિઓ કેરું સાંભળી વેણ ઉત્તરે,
ચાર જે છે અભિનય, કહે ભરત તે બધા : ૪
હે તપસ્વી જનો, એ સૌ બતાવું તમને કહી,
તેથી તો આ અભિનય યથાવિધિ કહીશ હું. ૫

* * *

પ્રયોગ બહુ રીતોથી કરે અર્થ-વિભાવના,
આ કહ્યો જે અભિનય શાખાંગોપાંગથી કહ્યો. ૭

હે દ્વિજો, આ અભિનય નાટ્યે ચાર પ્રકારનો,
અનેક ભેદથી પૂર્ણ, એમાં નાટ્ય રહેલ છે. ૮

જે આંગિક વાચિક છે, તેમ આહાર્ય સાત્ત્વિક,
જાણવો આ અભિનય કહ્યો ચાર પ્રકારનો. ૯

ભાવોની સાથ આ પૂર્વે મેં તો સાત્ત્વિક છે કહ્યો;
અંગ કેરા અભિનય કહું તે જાણજો તમે. ૧૦

ત્રણ આંગિકના ભેદ ' દેહનો, મુખનો, અને
શાખાગોપાંગથી યુક્ત ચેષ્ટાઓથી થતો વળી. ૧૧

શિર હસ્ત અને કેડ, છાતી ને પડખા, પગ—
અંગ પ્રત્યંગથી યુક્ત આંગિકે છ પ્રકાર છે. ૧૨

શિર કર છાતી પડખા કેડ અને પગ છ અંગ છે એમાં,
આંખ ભવા નાક અધર ગાલ ચિબુક એ ઉપાંગ છે એનાં. ૧૩

એને શાખા અને નૃત્ત, તેમ અંકુર વસ્તુ આ,
કહેલી છે અભિનયે—જાણવાની પ્રયોગમાં. ૧૪

શાખા આંગિક એની છે, કહે અંકુર સૂચના,
અંગહાર થકી સાધ્યું નૃત્ત છે કરણો થકી. ૧૫

* * *

## અધ્યાય ૧૪ મો

પૂર્વે તો મેં કહેલા છે ત્રણ જે નાટ્યમંડપો,
જાણી વિભાગ તેઓના પછી કક્ષ્યા પ્રયોજવી. ૧

નેપથ્યગૃહનાં બાર બે મેં પૂર્વે કહેલ છે,
તેઓની વચમાં ભાંડ-વિન્યાસ કરવો તહીં. ૨

કક્ષ્યા-વિભાગ-નિર્દેશ: રંગપીઠે ફર્યે ફર્યે,
ફરતાં રંગની માથે કક્ષ્યા બીજી સધાય છે. ૩

કક્ષ્યાવિભાગમાં જાણો ઘરો ને નગરોય તે,
બગીચા બાગની સાથે દેશ ગામ વનો, અને ૪

પૃથ્વી ને સાગરો, તેમ ત્રિલોકી સચરાચર,
મુલકો, સાત ખંડો, ને પર્વતો જે અનેક છે, ૫

આલોક લોક ને તેવું રસાતળ વળી રહ્યું,
દૈત્યોના વાસ—તેવા છે ઘરો ને સઘળાં વનો, ૬

તેમ સાત સમુદ્રો ને ખંડો, પર્વત જે બધા—
જેની વાત પ્રવર્તે ત્યાં તેની કક્ષ્યા પ્રયોજવી. ૭

બ્હારનું, વચલું, તેવું માંયલું એમ જાણવું;
દૂર તેમજ પાસેનો દેશ કલ્પી ચલાવવું. ૮

પ્હેલાં પ્રવેશ જેઓનો તેને અંદર લેખવા;
આવ્યા પાછળ, તેઓને કક્ષ્યામાં બ્હાર જાણવા. ૯

એઓમે ચાહતો જોવા પ્રવેશે રંગમંડળે,
જમણી બાજુ મોં રાખી કરે જાત પિછાણ તે ૧૦

કોઇ કારણથી જેનું થાય જો નીકળી જવું,
તેણે ત્યાં નીકળી જાવું, થયો દાખલ જ્યાં થકી. ૧૧

નીકળેલો કારણે કો, પાછો પેસે ગૃહે કદી,
થયો દાખલ એ જ્યાંથી તે માર્ગે નીકળી જવું. ૧૨

અથવા કારણે કોઇ કોઇની સાથ જાય જો,
એ જ રીતે પ્રવેશે એ એકલો, સાથ યા રહી. ૧૩

પેસતા એહ બંનેને બીજી કક્ષ્યા બતાવવી.
ફરતાં રંગની માથે બીજી કક્ષ્યા કરાય છે. ૧૪

ચાલે એ સરખા સાથે, વીંટાતો સેવકો થકી,
અને પ્રેક્ષણિકોને તો જાણે આગળ ચાલતાં. ૧૫

તેની તે ભૂમિ ફરતાં લંબચોરસ જાણવી,
વચલી કે નિકટની એ રીતે સમજી રહો. ૧૬

નગરે, વનમાં તેમ સાગરે, પર્વતેય તો,
કરવું જવું દિવ્યોનું દ્વીપે, ખંડે-પ્રદેશમાં. ૧૭

આકાશથી વિમાને ને માયાથીય જવાય છે,
પ્રયોગે ભિન્ન ભિન્નાર્થી, ભિન્ન ભિન્ન ક્રિયા થકી. ૧૮

* * *

ખૂબ ચાહ્યો ગણીને એ કાર્યલાભ પ્રયોજતો;
થતાં કાર્ય તણો લાભ અંકચ્છેદ કરાય ત્યાં. ૨૩

ક્ષણો, મુહૂર્ત કે પ્હોર, દિનનો ખ્યાલ નાટકે
એક અંક મહીં સાધો બીજના અર્થને ગ્રહી. ૨૪

અંકચ્છેદ કર્યો જો, તો માસ કે વર્ષ યોજવું;
માસનું કાર્ય જે હોય, વર્ષથી બ્હાર ના કરો. ૨૫

*　　　*　　　*

નાટ્ય ભાવો રસો એ સૌ દૃષ્ટિમાં જ રહેલ છે;
દૃષ્ટિએ સૂચવ્યો ભાવ ફરી અંગે વિભાવવો. ૩૪
વિભાગો આમ કક્ષ્યાના કહ્યા મેં, હે દ્વિજોત્તમો. ૩૫

*　　　*　　　*

જે જે દેશ તણી હોય પ્રવૃત્તિ-ચરિતાદિક,
તે તેનાં પાત્રમાં તેવાં રૂપાદિક જ યોજવાં. ૫૪

*　　　*　　　*

નાટ્યે પ્રયોગના તો આ બે પ્રકાર કહેલ છે:
છે સુકુમાર, આવિદ્ધ—નાટ્યયુક્તિ ગ્રહી રહ્યા. ૫૭
આવિદ્ધ અંગહારોમાં—છેદો ભેદો, લડી પડો,
માયેંદ્રજાલ—એ રીતે વેશ પોશાક સાજવા. ૫૮
જોઇયે પુરુષો ઝાઝા, સ્ત્રી તો ત્યાં માત્ર કોક હો;
સાત્વતી ને આરભટી વૃત્તિ આવિદ્ધમાં કહી ૫૯
ડિમે સમવકારે ને ઈહામૃગ તણી વળી
સંજ્ઞા આવિદ્ધ જાણી લો, વ્યાયોગે પણ એ રહી. ૬૦
પ્રયોગ કરવાનો આ દૈત્ય દાનવ રાક્ષસે—
શૌર્ય-વીર્ય-બળે યુક્ત તેમ ઉદ્ધત જે નરો. ૬૧
જે નાટક પ્રકરણ ભાણ વીથ્યંક નાટિકા,
સુકુમાર કહ્યાં તે છે; માનવે ભજવાય એ. ૬૨

નેપથ્યદ્વારને મોઢે વ્યવસ્થા ભાંડની થતી;
એ દિશાને ઉગમણી માનવી નાટ્ય-યોગમાં. ૬૩

પ્રેક્ષાગૃહ વિનાના જે પ્રયોગો બ્હાર થાય તો
રાજાને હુકમે ભિન્ન દિશામાં રંગ થૈ શકે. ૬૪

પૂઠે કુતપ રહે ને મુખ રાખી ભરત નાટ્ય યોજે છે,
તેને પૂર્વ દિશા તો પ્રયોગકાળે ગણી લેવી ૬૫

દિશા તણા ભાગ કરી વિચારી,
છ દ્વાર તો રંગ તણા કહ્યા છે.
નાટ્યપ્રયોગે કરતાં પ્રવેશ
પૂર્વે અને પશ્ચિમમાં પ્રવેશ ૬૬

દિશા પ્રમાણે, સમજો, કહી જે
સાધી દિશાઓ નહિ રંગમંચે,
મૃદંગ ભાંડો ધરિયા સ્થળે જે
તેને દિશા પૂર્વ હૃદે ગણી લો. ૬૭

જેવો વયે તે અનુકૂળ દેશ,
વેશાનુસારી ગતિ સાધવાની,
ગતિપ્રચારે કરવાનું પાઠ્ય,
પાઠ્યાનુસારી ભજવ્યું બતાવો. ૬૮

બે પ્રકાર તણી ધર્મી કહી મેં, હે દ્વિજોત્તમો,
લોકધર્મી નાટ્યધર્મી;—એ બેના કહું લક્ષણો. ૬૯

સ્વભાવ ભાવથી યુક્ત શુદ્ધ તે આવિકારિયું,
લોકવાર્તા-ક્રિયાયુક્ત અંગલીલા-વિહોણું જે. ૭૦

સ્વભાવાભિનયે યુક્ત જ્યાં સ્ત્રી પુરુષ છે ઘણાં,
એવું જ્યાં થાય છે નાટ્ય, **લોકધર્મી** કહી અહીં. ૭૧
અતિ સત્ત્વ-ક્રિયા બોલ અતિ સત્ત્વભર્યા જહીં,
લીલાંગહારાભિનયે નાટ્યલક્ષણથી ભર્યું, ૭૨
સ્વરાલંકારથી યુક્ત, માનવી-નરનું કર્યું-
આવું જ્યા થાય છે નાટ્ય, **નાટ્યધર્મી** કહી અહીં. ૭૩
લોકપ્રસિદ્ધ તો દ્રવ્ય આ પ્રયોજાય નાટ્યમાં
સવૃત્તિ સાભિલાષી તે નાટ્યધર્મી કહી અહીં. ૭૪
કહ્યું નિકટ જે વેણ જ્યા અન્યોન્ય ન સાંભળે,
ન કહ્યું સાંભળે વાક્ય, નાટ્યધર્મી કહી અહીં. ૭૫
શલ, યાન, વિમાનો-ને ઢાલ, બખ્તર શસ્ત્ર ને
ધ્વજો એ મૂર્તિમંતાં જ્યાં, નાટ્યધર્મી કહેલ તે. ૭૬
અંગવિન્યાસ-લાલિત્યે ઉત્ક્ષેપક-પદક્રમે,
નૃત્ય ને ગતિ છે જ્યાં, તે નાટ્યધર્મી કહી અહીં. ૭૭
જે સ્વભાવ રહ્યો લોકે સુખદુ:ખ ક્રિયા ભર્યો,
તે અંગાભિનયે યોજ્યે નાટ્યધર્મી કહી અહીં. ૭૮
અનેક વિધિએ સાધ્યા કક્ષ્યાના જ્યાં વિભાગ છે,
રંગપીઠે રહી યોજ્યે, નાટ્યધર્મી કહી અહીં. ૭૯
નાટ્યધર્મી થકી નાટ્ય પ્રયોજાય અહીં સદા.
વિના અંગાભિનયથી નાટ્યપ્રવૃત્તિ ના કદી. ૮૦
બધાનો ભાવ સહજ બધો અભિનયે કરે
અંગાલંકાર-ચેષ્ટાએ, નાટ્યધર્મી કહી જ તે. ૮૧

*          *          *

## અધ્યાય ૧૫ મો

વાણીનો તો અભિનય સૂચવ્યો મેં અગાઉ જે,
કહું લક્ષણ તેનું હું સ્વર-વ્યંજનથી થયું. ૧
વાણીમાં યત્ન કરવો, નાટ્યનો એ જ દેહ છે.
અંગ વેશ અને સત્ત્વ વ્યક્ત વાક્યાર્થને કરે. ૨
છે વાણીમય સૌ શાસ્ત્રો, વાણીમાં એ રહેલ છે;
વાણી થકી નથી બીજું, વાણી કારણ સર્વનું. ૩
નામ, ક્રિયા, અવ્યય ને ઉપસર્ગો, ને સમાસ, તદ્ધિતથી,
સંધિ વિભક્તિમાં તો વાચિક અભિનય સધાય છે નાટ્યે. ૪
પાઠ્ય સંસ્કૃત ને બીજું પાઠ્ય પ્રાકૃત છે કહ્યું.

* * *

## અધ્યાય ૧૮ મો

એવું સંસ્કૃત તો પાઠ્ય મેં કહ્યું, હે દ્વિજોત્તમો,
રહ્યું પ્રાકૃત જે પાઠ્ય તેનું લક્ષણ હું કહું. ૧
એનું એ જ વિપર્યાસે સંસ્કાર-ગુણ-હીન જે
જાણો પ્રાકૃત તે પાઠ્ય ભિન્ન ભિન્ન દશા મહીં. ૨
પ્રકાર ત્રણ છે એના ટૂંકમાં નાટ્યયોગમાં;
એ છે તત્સમ, વિભ્રષ્ટ, દેશીગત વળી કહ્યું. ૩

* * *

## અધ્યાય ૧૯ મો

વિધાન એમ ભાષાનું મેં કર્યું, હે દ્વિજોત્તમો;
હવે લૌકિક જે થાય કહું વાક્યવિચાર એ. ૧

શ્રેષ્ઠ મધ્યમ ને નીચ પાત્રો સંબોધનો કરે—
સમાન શ્રેષ્ઠ ને હીન નાટકે સમઝી રહો ૨
દેવોના પણ જે દેવો, મહાત્માઓ, મહર્ષિઓ,
'ભગવન્' એમ સંબોધો; સ્ત્રીઓ 'ભગવતી' બને ૩
દેવો, સન્યાસીઓ તેમ ગ્યા જે વેદપાઠકો,
' ભગવન્ ' એમ સંબોધે પુરુષો સ્ત્રીજનોય તે ૪
' આર્ય ' બ્રાહ્મણને કહેવો, ' મહારાજ ' નૃપાલને,
આચાર્યને ' ઉપાધ્યાય, ' વૃદ્ધને ' તાત ' શબ્દથી ૫
રાજાને બ્રાહ્મણોએ તો ! નામથી બિરદાવવા;
રાજાઓ તો ક્ષમા આપે, કારિ બ્રાહ્મણ પૂજ્ય છે ૬
બ્રાહ્મણો તો સચિવને ' અમાત્ય ' ' સચિવ ' પ્રથે,
જનો જે હલકા બીજા તેઓ ' આર્ય ' કહી કહે ૭
સરખે સરખા લોક સંબોધે એ જ નામથી,
કનિષ્ઠો પરિહારે તો નામ ઉત્તમનું કહે ૮
સેવામા જે નિયોજ્યા હો પુરુષો, સ્ત્રીજનોય તે,
કારીગર અને શિલ્પી સંબોધાય જ નામથી ૯

*　　　　　*　　　　　*

રથીને નામ ' આયુષ્મન્ ' કહે સારથિ નાટ્યમા,
' સાધુ ' સંબોધને વ્યક્ત તપસ્વી ને પ્રશાત જે ૧૧
યુવરાજ કહ્યો ' સ્વામી, ' ' કુમારે ' ભર્તૃદારક,
' સૌમ્ય ' ' ભદ્રમુખ ' પ્રખ્યા, હીનને 'હે' કહી કહે ૧૨
જેનું જે કર્મ ને શિલ્પ, વિદ્યા તેમજ જાતિ જે,
તે તેને નામથી બોલો નાટકાદિકમાં સદા. ૧૩

'વત્સ' 'પુત્રક' ને 'તાત,' નામથી, ગોત્રથી વળી,
શિષ્ય ને પુત્રને બાપ અને ગુરુજનો કહે. ૧૪

* * *

રાજાને 'દેવ' સંબોધે સેવકો ને પ્રજાજનો;
કહે પરિજનો 'ભર્તા' જે સમ્રાટ રહેલ છે. ૧૬
બોલાવે પુત્રને તેમ ઋષિ 'રાજન્' નૃપાળને,
'વયસ્ય' તેમ 'રાજન્' થી કહે રા'ને વિદૂષક ૧૭
રાણીને નિજ દાસીઓ સંબોધે 'ભવતી' કહી;
કહે વિદૂષકને રાજા નામથી કે 'વયસ્ય'થી. ૧૮
સ્ત્રીઓ તો યૌવને સર્વ પતિને 'આર્યપુત્ર' કહે,
અથવા નૃપને રાણી પણ 'આર્ય' કહી કહે ૧૯
'આર્ય' તો ભાઈ મોટાને, ને નાનો ભાઈ પુત્રવત્,
નર-સંબોધનો એમ નાટ્યમાં બતલાવવા. ૨૦
સંબોધને સ્ત્રીઓને શું કહેવું તે વદું હવે.
તાપસી તેમ દેવીની સંજ્ઞા 'ભગવતી' રહે. ૨૧
ગુરુની હોય જે ભાયા તેને તો 'ભવતી' કહો;
ગમ્યાને બોલવી 'ભદ્રા;' 'અંબા' તો વૃદ્ધ ભામિની. ૨૨
જે બધી રાજરાણીઓ તેને પરિજનો સદા
'ભટ્ટિણી' 'સ્વામિની' સંબોધન એવું પ્રયોજતાં. ૨૩
રાજા-પરિજને 'દેવી' પટરાણી પ્રયોજવી,
'ભોગિની' સ્વામિની-સંબોધન એવું બને વળી. ૨૪
'સ્વસા' તો બ્હેન મોટી જે, નાની 'વત્સા' વદાય છે.
'આર્યા' તો બ્રાહ્મણી તેમ વ્રતિની પરિવ્રાજિકા. ૨૫

પત્ની ' આર્યા ' ' પિતાનામે ' અથવા ' પુત્રનામથી; '
સાહેલીઓ સમાણી જે ' હલા ' તે છે પરસ્પર. ૨૬

દાસી ' હંજા ' કહેવાય નારી ઉત્તમથી સદા;
' અજ્જુકા ' થાય છે વેશ્યા-એનાં પરિજનો થકી. ૨૭

બુઢ્ઢી વેશ્યા કહી ' અત્તા ' નાટ્યે નાટ્યપ્રયોજકે.
રાજા ને અન્ય શૃંગારે ભાર્યાને તો કહે ' પ્રિયા. ' ૨૮

પુરોહિત અને શેઠ-ની સ્ત્રી ' આર્યા ' વદાય છે,
તે તે સૂચક જે નામો તેને કવિજનો વદે. ૨૯

પ્રાસંગિક બનેલાં છે—ન હો જાહેર નાટકે—
વિપ્ર—ક્ષત્રિયનાં નામ ગોત્રકર્માનુસાર હો. ૩૦

' શર્મા ' ને તેમ ' વર્મા ' એ કાવ્યમાંહે પ્રયોજવાં;
' દત્ત ' અંતવતાં નામ વણિજોનાં પ્રયોજવાં. ૩૧

શૌર્યવાચક જે નામો, શૂરોનાં તે પ્રયોજવાં;
જયસૂચક નામો તો રાજા-રાણી તણાં કરો. ૩૨

' દત્તા ' ' મિત્રા ' અને ' સેના ' વેશ્યા-નામાંત સાધવાં,
ફૂલોનાં નામથી દાસી-જનોનાં નામ યોજવાં. ૩૩

મંગલાર્થક જે નામો સેવકોનાં પ્રયોજવાં;
ગંભીરાર્થક જે નામો શ્રેષ્ઠો કેરાં જ યોજવા. ૩૪

જેવું છે જેહનું નામ તેવું છે કર્મ તેહનું;
જાતિચેષ્ટા પ્રમાણે તો અન્યોનાં નામ સાધવાં. ૩૫

પુરુષો તેમ સ્ત્રીઓનાં નામ એમ પ્રયોજવાં;
એમ નામ તણી સિદ્ધિ સાધે છે કવિ નાટ્યમાં. ૩૬

એમ ભાષા–વિધાનાદિ જાણી સર્વ યથાતથ
અલંકાર છ સાથેનું પછી પાઠ્ય પ્રયોજવું. ૩૭
હાસ્ય શૃંગારમાં સાધો સ્વર મધ્યમ—પંચમ,
ષડ્જ ને ઋષભે વીર રૌદ્ર અદ્ભુત સાધવા. ૩૮
કરુણે સ્વર ગાધાર ને નિષાદ પ્રયોજવા,
સ્વર ધૈવત તો સાધો બીભત્સે ને ભયાનકે. ૩૯

* * *

છાતી ' મસ્તક ' કંઠેથી સ્વર કાકુ પ્રવર્તતો;
બોલાવ્યે દૂરનાને તો શિરને બસ યોજવું. ૪૧
નિકટે હોય તે કંઠે, છાતીથી બાજુનું રહ્યું,
છાતીથી બોલ્યું જે વાક્ય તે દીપાવવું મસ્તકે. ૪૨

* * *

ઉચ્ચ દીપ્ત અને મંદ્ર, નીચ દ્રુતવિલંબિત—
પાઠ્યના આ અલંકાર. * * * ૪૫

* * *

## અધ્યાય ૨૦ મો

કહીશ આ હવે હું જે દશરૂપક–યોજના
નામથી કર્મથી તેમ જે રહેલી પ્રયોગથી. ૧
છે નાટક, પ્રકરણ, અંક, વ્યાયોગ, ભાણ ને
છું તો સમવકાર, વીથી, પ્રહસનેય જે, ૨
ડિમ, ઈહામૃગ, કહ્યાં નામ રૂપકનાં અશાં.
ક્રમથી એ બધાંનું હું કહું લક્ષણ આ અહીં. ૩

* * *

જે નાટક, પ્રકરણે, તેમાં તો વૃત્તિ ચાર ને
નાટ્યાવસ્થા બધી આવે (-એવી એ રચના બને.) ૭
ભાણ ને સમવકાર, અંક વ્યાયોગ ને ડિમ,
વીથી ઈહામૃગ અને એવા પ્રહસનેય તે ૮
કૈશિકી વૃત્તિ ના આવે (-એવાં એ રૂપકો બને).
હવે કહું અહિંયાં આ કાવ્યબંધવિચાર જે. ૯
પ્રખ્યાત-વસ્તુ-વિષયે પ્રખ્યાતોદાત્ત નાયક ધરંતું,
રાજર્ષિવંશ તેમજ દિવ્યાશ્રયથી જ વિલસંતું, ૧૦
ઘણી વિભૂતિ ધરંતું, ઋદ્ધિવિલાસાદિ ગુણ થકી લસતું,
અંક-પ્રવેશવાળું નાટક એ નામ રૂપકે શોભે. ૧૧
અનેક રસ-ભાવે ને ચેષ્ટાએ નૃપતિનું ચરિત જેમાં
સુખદુઃખોનો અનુભવ-નાટક તેને જ લક્ષ્યમાં લેવું. ૧૨

*                    *                    *

પાંચ અને દસ વચ્ચે નાટક ને પ્રકરણે બને અંકો,
પ્રત્યેક અંક-અંતે પાત્રોએ નીકળી જવાનું છે. ૧૯
ક્રોધ, પ્રસાદ, શોધન, શાપ-નિવારણ, વિવાહ, ધાંધલ જે,
અદ્ભુત-સંશ્રય-દર્શન અંકે પ્રત્યક્ષ થૈ શકે આ તો. ૨૦
લડાઈ, રાજ્યભ્રંશન, મૃત્યુ, વળી તેમ નગરનો ઘેરો,
પ્રત્યક્ષ આ ન કરવાં; પ્રવેશકે એહ નિર્દેશો.
અંકે પ્રવેશકે કે પ્રકરણમાં તેમ નાટકે નિશ્ચે,
નાયક ખ્યાત તણો વધ બતાવવો સર્વથા ન કદી. ૨૨
સંધિ સલાહ વગેરે ધરપકડ તણી બને જરૂર કદી,
તે તે કાર્ય-વિશેષે પ્રવેશકે સૂચકે કરવી. ૨૩

બીજ તણા અધિકારે એક દિવસ માત્રનું જ જે કાર્ય,
બીજાં કાર્ય સમાલી, અંક મહીં થાય-લક્ષ્યમાં રાખો. ૨૪

અનેક એક જ અંકે કરવાનાં કાર્ય યોજવાનાં હો,
પ્રધાનકાર્ય સમાલી શ્લોકોથી એહ સાધવાનાં છે. ૨૫

રંગે જેહ પ્રવેશ્યા તેઓને નીકળી જવાનું છે—
બીજાર્થ યુક્તિવાળું કાવ્ય તહીં યોગ્ય રસ થકી સાધી. ૨૬

દિવસ તણા જે ભાગો ક્ષણ યામ મુહૂર્ત-લક્ષણોવાળા,
તેના વિભાગ અંકે કાવ્ય થકી સાધવા અલગ અલગા. ૨૭

સાંઝ સુધી કરવાનું પૂર્વ કદી અંકમાં થતું ના હો,
અંકચ્છેદ કરીને પ્રવેશકોથી જ એ સાધો. ૨૮

અંક પછીના અંકે મહિનાની વર્ષની મુદત વચ્ચે,
ગાળો થઈ શકે છે; વર્ષ ઉપર તો વધી શકાય નહિ. ૨૯

કાર્યવશે કો જનને જવાનું લાંબે પ્રવાસ જો થાય,
ત્યાં છેદ અંકનો તો કરવાનું ધ્યાનમાં રાખો. ૩૦

નાટક અને પ્રકરણે નાયકની નિકટતા સદા કરવી.
ગોણી પરિજન-ગણની પ્રવેશકે માત્ર સાધી લો. ૩૧

આવે અંક પછી જે અનુસરતાં તેહ, બિંદુ સાધીને,
પ્રકરણ-નાટક વિષયે એવો આ તો પ્રવેશક કરી લો. ૩૧

ઉત્તમ મધ્યમ જનનો ઉદાત્ત વચનો થકી કદી ન બને;
માત્ર પ્રાકૃત ભાષા પ્રયોજવાની પ્રવેશકે બનતી. ૩૩

* * *

અંકે પ્રયોગ વધતાં લંબાણુ અર્થ પૂર્ણ ના બનતો,
બહુ વૃત્તાંત તણું તાં ટૂંકું કથવું પ્રવેશકે કરવું. ૩૬
વિષ્કંભક એ નામે મધ્યમ પાત્રો થકી જ કરવાનો,
સંસ્કૃત વચનોથી તો ટૂંકે અર્થે પ્રવેશકો જેવો. ૩૭
શુદ્ધ અને સંકીર્ણક વિષ્કંભક એમ બે પ્રકારે છે,
મધ્યમ પાત્રો શુદ્ધે, સંકીર્ણે નીચ સાથ મધ્યમ છે. ૩૮
પ્રકરણ ને નાટકમાં આદિ મહીં, અંકની પછી પણ હો
વિષ્કંભક તો નક્કી મધ્યમ ને હીન પાત્રોથી. ૩૯
ઝાઝાં માણસ અંકે પ્રકરણ-નાટક મહીં કદી ન ભરો,
બહુ બહુ તો ત્યાં ચાર જ,અથવા તો પાંચ મૂકવાના હો. ૪૦
વ્યાયોગ સમવકારે ઈહામૃગમાં હિમે રહે સંખ્યા,
દસ કે બાર જણાની, ( બીજે સંખ્યા વધી ન શકે ) ૪૧
રથ ગજ અશ્વ વિમાનો રંગસ્થળમાં ઉતારવાં ન કદી,
આકાર વેશ સંજ્ઞા ચેષ્ટાથી માત્ર સાધવાના એ ૪૨
અથવા માટી કેરી આકૃતિ સાધી મુકાઇ શકે.
એ રીતે હથિયારો પણ બનાવટી તો મુકાઇ શકે ૪૩
કો કારણે પ્રવેશવું શિબિર મહીં જો બતાવવાનું હો,
ચાર છ પુરુષો સાથે પ્રવેશ એવો બતાવવાનો છે ૪૪
થોડા જન ને સાધન, સામગ્રી અલ્પ, હલન પણ થોડું,
રંગસ્થળમા રાજા તણો વિધિ સદા બની રહે ટૂંકો. ૪૫
ગોપુચ્છ તણી પેઠે કાર્ય શરૂમાં, પછી વધ્યું જાય;
સાધો ઉદાત્ત જે હો તેનો વિસ્તાર પૂંઠળે કરવો. ૪૬

અનેક રસ ને ભાવે સિદ્ધ થતો વેગ જે વધ્યો જાય,
તે નિર્વહણ પહોંચે, ત્યાં અદ્‌ભુત રસ જમાવવાનો છે. ૪૭

નાટકનું લક્ષણુ જે, ટૂંકાણે મેં નિરૂપિયું તે આ,
પ્રકરણનું લક્ષણુ જે હવે અહીં હું કહીશ આ તમને ૪૮

નિજ કલ્પના મહીંથી ઉપજાવી વસ્તુ દેહ કવિ જે કૈં
સ્વતંત્ર રીતે સરજે, પ્રકરણુ એ નામ પામે છે. ૪૯

*　　　*　　　*

જેહ કહ્યુ નાટકમા વસ્તુ–શરીરાદિ રસ–સમાશ્રયણો,
તે સૌ કૈં પ્રકરણુમાં પ્રયોજવું–માત્ર કલ્પના કવિની ૫૧

વિપ્ર વણિક સચિવો ને પુરોહિત અમાત્ય સાર્થવાહોનુ,
અનેકવિધ ચરિત જહીં, પ્રકરણુ તેને કહેલું છે. ૫૨

ઉદાત્ત નાયક નહિ, ને દિવ્ય ચરિત નહિ, ન રાજસ ભોગ,
બાહ્ય જનોથી આધ્યું પ્રકરણુ એને કહેલુ છે ૫૩

દાસ વિટ શેઠ તેમજ ને વેશ્યા સ્ત્રી જન તણા જ ઉપચારોનુ,
હીનકુલી સ્ત્રી કેરું ચરિત સદા બાધવું પ્રકરણે ૫૪

શેઠ સચિવ ને બ્રાહ્મણ પુરોહિત અમાત્ય સાર્થવાહોના
ઘરની વાર્તા જ્યા છે ત્યાં તો વેશ્યા ન લાવવાની છે ૫૫

જ્યાં વેશ્યાની વાર્તા, કુલાગનાની ન વાત ત્યાં કરવી;
કુલાંગનાની વાર્તા ત્યાં વેશ્યાની જ વાત ના કરવી. ૫૬

કે કારણથી વેશ્યા અને કુલસ્ત્રી તણો મિલાપ બને,
અવિકૃત ભાષા કેરું પાઠ્ય સદા ત્યાં પ્રયોજવાનું છે. ૫૬

પ્રકરણ-નાટક-વિષયે પાંચ થકી દસ સુધી કરો અંકો;
અનેક રસ ને ભાવો એમાં કવિએ વહાવવાના છે. ૫૮

*        *        *

સ્ત્રીઓ તણી બહુલતા, અભિનય-લાલિત્ય, ચાર અંકો, ને
નૃત્તે ગીતે પાઠ્યે, રતિ ને સંભોગ જ્યાં નિરૂપાયો. ૬૨
કામોપચારવાળી, મનામણાં, ક્રોધ તેમ જ્યાં હોય,
નાયક—દૂતીવાળી દેવીએ નાટિકા બનાવાતી. ૬૩

*        *        *

પ્રકરણ ને નાટકનું, લક્ષણ જે નાટિકાતણું, કહ્યાં મેં તે;
હું સમવકારનું જે લક્ષણ તે તો હવે અહીં આપું. ૬૫
દેવાસુર-બીજ-કર્યો, નાયક વિખ્યાત તેમજ ઉદાત્ત,
ત્રણ અંકો, ત્રણ કપટો, ત્રણ વિદ્રવ, ત્રણ કહેલ શૃંગાર, ૬૬
નાયક બારે ભરચક, અઢાર નાડી-પ્રમાણ સમયે એ.

*        *        *

પ્રહસન-વિદ્રવ-કપટે વીથી સાથે શરૂ તણા અંકે;
નાડી બાર સુધીનો કરવાનો અંક પ્હેલો છે. ૭૦
નાડી ચાર સુધીનો કરવાનો અંક બીજો છે;
વસ્તુ—સમાપનવાળો કરવાનો અંક ત્રીજો છે. ૭૧

જુદાં જુદાં કાર્યોના યોગે જે યોજવા બને તેવો,
ધર્મ અર્થ કામે શૃંગાર ત્રિ-પ્રકારનો જાણો. ૭૯

* * *

સુખદુઃખ તણો આશ્રય કરવાનો **સમવકાર** આ રીતે;
ઈહામૃગનું અહિંયાં લક્ષણ આ તો હવે કહું છું હું. ૮૧

દિવ્ય પુરુષનો આશ્રય, દિવ્ય સ્ત્રી-કારણે બખેડો જ્યાં,
સુવિહિત-વસ્તુ-ભરેલો, બ્રાહ્મણ-ઉલ્લંઘ જે મહીં આવે, ૮૨

ઉદ્ધત છે પુરુષો જ્યાં, રોષ સ્ત્રીનો નિરૂપિયો જેમાં,
સંક્ષોભ વિદ્રવ જહીં, અથડામણ તેમ હોય જે માંહે, ૮૩

સ્ત્રીનો ભેદ, હરણ ને દબાવણી—એ થકી જ શૃંગાર,
વધ તો ધાર્યો પુરુષો તણો પ્રયોજાય ઉગ્ર જે માંહે. ૮૪

**ઈહામૃગ** માહે તો અંક બને ચાર, બંધ દઢ કાવ્યે;
કાર્ય કહ્યું વ્યાયોગે—જે રસ, જે નર વદાય છે એમાં, ૮૫

ઈહામૃગમાં પણ તે; માત્ર અહીં દિવ્ય અંગનાઓ હો;
કાઢી કૈંક બહાનું યુદ્ધ તણી શાંતિ સાધવી આહીં. ૮૬

ઈહામૃગનું તો જે લક્ષણ તે તો કહ્યું અહીં આ મેં;
**ડિમ**નું લક્ષણ જે છે તે લક્ષણ તો કહું હવે આ હું. ૮૭

પ્રખ્યાત વસ્તુ એમાં, નાયક વિખ્યાત ને ઉદાત્ત કહ્યો;
શૃંગાર હાસ્ય વિણ રસ બાકીના, અંક ચાર; ડિમમાં એ. ૮૮

રસ એ છયે યથાસ્થિત દીપ્ત કરો કાવ્યબંધ સબળાથી,
અનેક ભાવો સ્થાને પ્રયોજતાં વેગ સબળ તો સાધી. ૮૯

તોફાન, ચંદ્ર–રવિનાં ગ્રહણો, ઉલ્કા તણું પતન જેમાં,
યુદ્ધ નિયુદ્ધ પ્રહારો અથડામણુ ખૂબ જે મહીં દીપે, ૯૦
માયેંદ્રજાલ તેમજ ઘણા પુરુષની જ ધાંધલ ઘણેરી,
દેવ અસુર ને રાક્ષસ, ભૂત અને યક્ષ નાગ એ પુરુષો; ૯૧
નાયક સોળ રહે જ્યાં, આરભટી સાત્વતી રહે વૃત્તિ;
અનેક ભાવાશ્રયથી ડિમ આવો સાધવાનો છે. ૯૨
ડિમનું લક્ષણ આ તો સંક્ષેપે મેં નિરૂપિયું આવું;
વ્યાયોગ તણું લક્ષણ હવે અહીં આ કહીશ હું રૂડું. ૯૩
વ્યાયોગ મહીં નાયક ખ્યાત સદા સાધવાનો છે;
થોડાં સ્ત્રીપાત્ર અને એક દિવસ માંહ્ય કાર્ય પૂર્ણ બને. ૯૪
કરવા પુરુષ ઘણા ત્યાં જે રીતે તો થતા સમવકારે.
એનું પ્રમાણ ન નક્કી; અંક સદા એક તો અહીં સાધો. ૯૫
નાયક દિવ્ય ન કરવો; નાયક રાજર્ષિ તો સદા કરવો.
યુદ્ધ નિયુદ્ધ બખેડા અથડામણ એ બધાં સદાય અહીં. ૯૬
આવો વ્યાયોગ બને કાવ્ય અને રસ તણી ખિલાવટથી;
ઉત્સૃષ્ટિકાંક કેરું લક્ષણ તો હું હવે કહું છું આ. ૯૭
પ્રખ્યાત વસ્તુ, અથવા કદાચ અખ્યાત વસ્તુ પણ ચાલે,
દિવ્ય જનો નહિ જેમાં, જન સામાન્યે જ જે બનતો, ૯૮
કરુણ રસે મુખ્યત્વે, યુદ્ધ બખેડા જહીં ટળી ચૂકયા,
જ્યાં સ્ત્રીનાં પરિદેવન વિરાગ–સંભાષણ વળી જેમાં, ૯૯
વ્યાકુલ અનેક ચેષ્ટા, વૃત્તિ તહીં એક ભારતી થાતી;
અંતે ઉન્નતિ આવે; સુંદર ઉત્સૃષ્ટિકાંક આવો છે. ૧૦૦

*　　　*　　　*

ઉત્સૃષ્ટિકાંક કેરું લક્ષણ આ આમ મેં કહ્યું રૂડું;
પ્રહસન કેરું લક્ષણ હવે અહીં આ નિરૂપવા માગું. ૧૦૫

પ્રહસનના નાટ્યનો પ્રકાર બે નાટ્યમાં નિરૂપે છેઃ
શુદ્ધ અને સંકીર્ણક; એનાં લક્ષણ જુદાં જુદાં આપું. ૧૦૬

ભગવત્ તાપસ ભિક્ષુ શ્રોત્રિય વિપ્રોનું હાસ્ય દેનારું,
નીચ જનોએ યોજ્યા સંવાદો હાસ્યથી ભરેલા જ્યાં, ૧૦૭

ભાષા-વિકૃતિ જરા નહિ, વિશેષતઃ હાસ્ય-મશ્કરીવાળું,
નક્કીવસ્તુ અને ગતિ સાચવતું શુદ્ધ એ પ્રહસન કહ્યું. ૧૦૮

વેશ્યા ચેટ નપુંસક ધૂર્ત અને વિટ, છિનાળવી નારી,
અસુભગ વેશ વસન. એ ચેષ્ટા, સંકીર્ણ એ પ્રહસન કહ્યું. ૧૦૯

લોકે ઉપર ઉપરના વિવેક ને દંભ જેહ પાત્ર મહીં,
તે પ્રહસનમાં યોજે ધૂર્ત અને વિટ તણો જ સંવાદે. ૧૧૦

વીથીનાં અંગોથી મિશ્રિત પ્રહસન સધાય છે એવું;
ભાણ તણું લક્ષણ આ હવે અહીં ટૂંકમાં નિરૂપું છું. ૧૧૧

નિજનો અનુભવ કહેતાં—બીજો કો હોય જેમ એ કહેતો,
અનેક આશ્રયવાળો, એક જ પાત્રે નિરૂપવાનો જે, ૧૧૨

પરવચન પંડ માંહે, ક્રમથી પરવચન-ઉત્તરે સાધે,
આકાશપુરુષ બોલે—આંગિક એવા જ અભિનયે અર્પે, ૧૧૩

ધૂર્ત અને વિટ કેરી અનેક જ્યાં સ્થિતિ નિરૂપવાની હો,
એકાંકી બહુ ચેષ્ટિત કરવાનો ભાણ નાટ્યનો. ૧૧૪

ભાણ તણું લક્ષણ આ આમ નિરૂપ્યું, હવે ક્રમપ્રાપ્ત
વીથીનું લક્ષણ આ વિગત થકી સ્પષ્ટ હું નિરૂપું છું. ૧૧૫

**વીથી**માં છે એક જ અંક, અને પાત્ર એક યા બે છે;
ઉત્તમ મધ્યમ હીન પ્રકાર **વીથી** તણા ત્રણ કહ્યા આ. ૧૧૬
સર્વ રસો ને લક્ષણ, અંગો જ્યાં તેર, તેહ **વીથી** છે.
અંગોની સંજ્ઞા જે સઘળી તે હું નિરૂપવા ચાહું. ૧૧૭
[1]ઉદ્‌ઘાત્યક, [2]અવલગિતક, તેમ [3]અવસ્યંદિત, [4]પ્રલાપ અસત,
[5]પરપંચ, [6]નાલિકા, [7]વાક્કેલી, [8]અધિબલ, કહ્યું
પછી [9]છલ તો, ૧૧૮
[10]વ્યાહાર તેમ [11]માર્દવ, [12]ત્રિગત અને [13]ગંડ તેર
એ અંગો,
વીથીમાં એ આવી એની સર્વાંગપૂર્ણતા સાધે. ૧૧૯

* * *

## અધ્યાય ૨૧ મો

**ઇતિવૃત્ત** કહેલું જે કાવ્યનું તે શરીર છે.
પાચ સંધિ થકી એના વિભાગોની વ્યવસ્થિતિ. ૧
ઇતિવૃત્ત તણા તો આ બે પ્રકાર કહેલ છે:
'આધિકારિક' પ્હેલું ને છે 'પ્રાસંગિક' અન્ય તો. ૨
ફલપ્રાપ્તિ-નિમિત્તે જે કાર્ય સામર્થ્યયુક્ત છે,
'આધિકારિક' તો તે છે; છે 'પ્રાસંગિક' અન્ય તો. ૩
કવિએ નાયકો યોજ્યા—એ વિશે લક્ષ્ય હો, ન હો,—
વિચારાય ફલપ્રાપ્તિ, સમુત્કર્ષે ફલ પ્રતિ, ૪
ફલયોગ-નિમિત્તે તો 'આધિકારિક' તેહ છે.
એને પોષણ આપે તે 'પ્રાસંગિક' કહેલ છે. ૫

* * *

ફલ સાધ્ય અને માટે કારણે હિલચાલ જે,
તે બધી ક્રમથી જાણો 'અવસ્થા' પાંચ નાટ્યની. ૭

* * *

'પ્રારંભ' 'પ્રયત્ન' અને 'પ્રાપ્તિનો જેહ સંભવ,'
'નક્કી રહી ફલપ્રાપ્તિ,' પાંચમી 'ફલયોગ' છે. ૯
જેમાં ઉત્સુકતા માત્ર બીજની વર્ણવાય છે
ફલયોગ વિચારીને, તેને 'આરંભ' છે કહી ૧૦
જુએ નહિ ફલપ્રાપ્તિ, ફલોદ્દેશે કરે ગતિ,
તહીં ઉત્સુકતા સાધે,—એ અવસ્થા 'પ્રયત્ન' છે. ૧૧
કૈંક માત્ર થઈ પ્રાપ્તિ ફલની એમ સંભવે
ભાવ માત્રે,—કહે એને નાટ્યજ્ઞો 'પ્રાપ્તિસંભવ'. ૧૨
ફલપ્રાપ્તિ તણી આશા સ્પષ્ટ જ્યાં ભાવથી થતી,
'નક્કી ગણી ફલપ્રાપ્તિ' અવસ્થા એ અહીં કહી. ૧૩
ધારેલું સ્પષ્ટ થે પામે ઇતિવૃત્તે ક્રિયાફલ,
ફલની પ્રાપ્તિ એ થાતે 'ફલયોગ' વદાય એ. ૧૪
ફલપ્રાપ્તિ નિમિત્તે જે કૃતિ કાર્ય સમગ્રની,
તે અનુક્રમથી આ છે 'અવસ્થા' પાચ નાટ્યની. ૧૫
સ્વભાવે ભિન્ન આ પાચે મળતા એકમેકમા
એકરૂપ બની મૂક્યો ફલહેતુ વદાય છે. ૧૬
ઇતિવૃત્ત કહેલું છે પ્હેલા જે 'આધિકારિક,'
તેનો આરભ ને યત્ન—અંતે ફલ બની રહે. ૧૭

* * *

આરંભાદિક આ પાંચ 'અવસ્થા' ઇતિવૃત્તમાં,
'અર્થપ્રકૃતિઓ' એની 'બીજ' આદિક છે કહી. ૨૧

'બીજ' 'બિંદુ' 'પતાકા' ને 'પ્રકરી' 'કાર્ય' પાંચ એ
'અર્થપ્રકૃતિઓ' જાણી યોજવાની યથાવિધિ. ૨૨

સ્વલ્પ માત્ર જ મૂકેલું ફેલાતું ખૂબ ખૂબ જે
ફલાવસાન સાધે છે તેને 'બીજ' કહેલ છે. ૨૩

પ્રયોજનો પડી ભાંગ્યે સાંધા ત્યારે જ જે કરે
ત્યાં ત્યાં સમાપ્તિ પર્યંત, 'બિંદુ' તેને કહેલ છે. ૨૪

અન્યનું વૃત્ત જે હોય મુખ્યને ઉપકારક,
મુખ્ય જેમ વિચારાય, એ પતાકા કહેલ છે. ૨૫

ફલ જેનું વિચારાય, બીજાને જ નિમિત્ત જે,
અનુબંધ રહે ના ત્યાં, **પ્રકરી** એ કહેલ છે. ૨૬

આધિકારિક જે વસ્તુ સારી રીતે સધાય છે,
તે માટે જે સમારંભ, તેને કાર્ય કહેલ છે. ૨૭

આમાંનાં જે મહીં જેહ જેનાથી ગુણ પામતાં
તેને મુખ્ય કહો, બાકી બીજાં ગૌણ ગણાય છે. ૨૮

એક કે બહુ જે સંધિ પતાકામાં થયેલ હો,
મુખ્યાર્થને અનુસરે તેથી એ **અનુબંધ** છે. ૨૯

પતાકા તો ફરે પાછી 'ગર્ભ'થી કે 'વિમર્શ'થી,
તેથી તો 'બાંધણી એની બીજાને કાજ' છે કહી. ૩૦

બીજો અર્થ વિચારે જ્યાં, ત્રીજો ત્યાં વચમાં પડે
ભાવ આગંતુકે, એને 'પતાકાસ્થાન' તો કહ્યું. ૩૧

એકાએક મળે અર્થ ગુણુથી ઉપકારથી
જે સ્થળે, આ **પહેલું** તો **પતાકાસ્થાન** છે કહ્યું. ૩૨
શ્લેષરૂપ કહે વાક્ય કાવ્યનો બંધ આશ્રયી
**પતાકાસ્થાન** તેવું જે, **બીજું** તેહ વદાય છે. ૩૩
અર્થનો જ્યાં ઉપક્ષેપ નમ્રે ગુપ્ત મુકાય છે
શ્લિષ્ટ ઉત્તર સાથે, તે **પતાકાસ્થાન ત્રીજું** છે. ૩૪
દ્વિ-અર્થી વાક્ય જ્યાં મૂકે શ્લેષકાવ્ય-સ્વરૂપમાં,
ને સૂચન રહ્યું સાથે, **પતાકાસ્થાન ચોથું** એ. ૩૫
પતાકાસ્થાન આ ચારે નાટકે યોજવાં બને
પાંચ સંધિ થકી જોડયાં; 'સંધિઓ' એ કહું હવે. ૩૬
'મુખ' 'પ્રતિમુખ', ત્રીજી 'ગર્ભ', ચોથી 'વિમર્શ' છે,
સંધિ છેલ્લી 'નિર્વહણ', નાટકે પાંચ **સંધિ** આ. ૩૭
પાંચ સંધિ થકી કાર્ય મુખ્યની છે નિરૂપણા.
પ્રધાન સંધિને બાકી સંધિઓ ઉપકારક. ૩૮
ઘણા અર્થ રસે જન્મી બીજ-ઉત્પત્તિ જ્યાં રહી,
કાવ્યે દેહાનુસારી તે **મુખસંધિ** કહેલ છે. ૩૯
'મુખે' મૂકેલ જે 'બીજ' તેનો હોય ઉઘાડ જે
દેખ્યો ગયો-પ્રકારે, તે રહી **પ્રતિમુખે** સ્થિતિ. ૪૦
'બીજ'નો થાય ઉદ્‌ભેદ, પ્રાપ્તિ અપ્રાપ્તિ બેઉએ,
ફરી શોધન ચાલે, એ **ગર્ભસંધિ** વદાય છે. ૪૧
'બીજ' નો અર્થ ભેદાય વિલોભન થકી જહીં
ક્રોધ કે દુઃખથી,—એ તો સંધિ નામે **વિમર્શ** છે. ૪૨

મુખાદિ બીજ સહિત અર્થો જ્યાં એકઠા થતા
ઘણા ભાવે મળેલા છે,–તે નિર્વહણ છે કહી. ૪૩

આ પાંચે સંધિઓ આવી નાટકે તો પ્રયોજવી;
તેમ પ્રકરણે યોજો, બીજાં રૂપકને વિશે. ૪૪

ડિમે નમવકારે તો ચાર સંધિ કહેલ છે,
એમાં 'વિમર્શ' જે સંધિ કદી નહિ જ યોજવી. ૪૫

વ્યાયોગે ત્રણ છે સંધિ, તેમ ઈહામૃગે ત્રણ;
'વિમર્શ' 'ગર્ભ' ના સંધિ, તેમ ના વૃત્તિ કૈશિકી. ૪૬

સંધિ પ્રહસને બે છે, વીથ્યંકે ભાણમાંય બે:
'મુખ' તેવી 'નિર્વહણ' સંધિ બે, વૃત્તિ ભારતી. ૪૭

સંધિઓ કરવી આમ દશરૂપે પ્રયોજકે.
પેટા સંધિ રહી અન્ય તેનું વર્ણન આ જુઓ: ૪૮

[1]શામ [2]ભેદ અને [3]દાન, [4]દંડ ને [5]વધ,—એ પછી
છઠ્ઠી [6]પ્રત્યુત્પન્નમતિ, [7]ગોત્રસ્ખલન,—એ પછી ૪૯

રહ્યું [8]સાહસ [9]અવધિ, [10]ધી [11]માયા [12]ક્રોધ છે, પછી
[13]ઓજ [14]સંવરણ [15]ભ્રાંતિ, એ પછી [16]અવધારણ, ૫૦

[17]દૂત [18]લેખ અને [19]સ્વપ્ન, [20]ચિત્ર ને [21]મદ, હે દ્વિજો,
આ પેટાસંધિઓ જાણો એકવીશ પ્રકારની. ૫૧

અનાવો સંધિઓના તો તે તે સ્થાને અનુક્રમે
અર્થ ને ગુણથી યુક્ત—તેને અંગો કહેલ છે. ૫૨

ઇષ્ટાર્થ કેરી રચના, નહિ વૃત્તાંતનો ક્ષય,
રાગપ્રાપ્તિ પ્રયોગે, ને ગુહ્યોને ગુહ્ય રાખવાં, ૫૩

આશ્ચર્ય જેમ ફ્હેવાનું, થવું ખુલ્લુ પ્રકાશ્યનું,—
શાસ્ત્રે કારણ 'અંગો'નું આ કહ્યું છ પ્રકારનું. ૫૪
કરી શકે ન આરંભ, નર જે અંગહીન છે,
તેમ પ્રયોગ ના શક્ય, કાવ્ય જે અંગહીન છે. ૫૫
અર્થહીન ભલે કાવ્ય,—અંગોથી યુક્ત એ થતા
દીપ્ત-પ્રયોગ એ થાતાં શોભા પ્રાપ્ત કરે સદા. ૫૬
ઉદાત્ત હોય છો કાવ્ય, અંગહીન પરંતુ જો,
શક્ય પ્રયોગ ના એનો;—રીઝવે એ ન સન્મન. ૫૭
તેથી સંધિ-પ્રયોગોમાં યથાસ્થાન યથાક્રમ
યોજવા કવિએ અંગ;—જાણો એ શુભ રીતથી ૫૮

*　　　*　　　*

અંગ ચોસઠ એ જાણો, રહ્યા જે પાચ સંધિમાં. ૬૯
બીજ-સંપાદના થાય, સિદ્ધિ રૂડી ગતે બને,
એ માટે ભાગ પાડીને યોજવા અંગ નાટકે. ૭૦
હવે કહું આ એઓના લક્ષણો તો અનુક્રમે :
કાવ્યાર્થની સમુત્પત્તિ **ઉપક્ષેપ** વદાય છે. ૭૧
ઊપજ્યો અર્થ જે ખીલે, જાણો **પરિકરે** સ્થિતિ.
એ મળ્યાનું કહેવાનું, એ **પરિન્યાસ** તો કહ્યો. ૭૨
ગુણની વર્ણના જ્યા છે તે **વિલોભન** છે કહ્યું.
સંપ્રધારણ અર્થોનું, એને **યુક્તિ** કહેલ છે. ૭૩
સુખાર્થે પ્હોંચવાનું જ્યા તેને **પ્રાપ્તિ** કહેલ છે.
બીજાર્થની જવું પામે એ **સમાધાન** છે કહ્યું. ૭૪

સુખદુઃખે કર્યો અર્થ તે **વિધાન** વદાય છે.
કૌતુહલે જ આવેશ ઉત્તરે **પરિભાવના.** ૭૫

બીજાર્થનો જે પ્રરોહ તે **ઉદ્ભેદ** વદાય છે.
પ્રકૃતાર્થ-સમારંભ તેને **કરણ** છે કહ્યું. ૭૬

સઘાતનો થતો ભેદ તેને **ભેદ** કહેલ છે,
આ તો જે 'મુખ'નાં અંગ; કહું 'પ્રતિમુખે' હવે. ૭૭

રતિભોગ તણી ઇચ્છા તે **વિલાસ** વદાય છે.
દેખ્યું-નાઠું અનુસર્યું **પરિસર્પ** વદાય છે. ૭૮

કરેલા અનુનયની વિધૂતિ **અપરિગ્રહ.**
અપાય-દર્શન જહીં તેને **તાપન** તો કહ્યું. ૭૯

ક્રીડાર્થે જે કર્યું હાસ્ય તેને **નર્મ** કહેલ છે.
ઢાકવા દોષ જે હાસ્ય તે **નર્મદ્યુતિ** છે કહી. ૮૦

એક એક પછી વાક્ય આવે **પ્રશમને** તહીં.
જે છે દુઃખ તણી પ્રાપ્તિ તેવો તો એ **નિરોધ** છે. ૮૧

કોપેલાને અનુનય કહ્યું એ **પર્યુપાસન.**
વિશેષ બોલવાનું જે તેને **પુષ્પ** કહેલ છે. ૮૨

પ્રત્યક્ષરૂપ જે વાક્ય તે તો **વજ્ર** વદાય છે.
હેતુપૂર્વ કર્યો અર્થ **ઉપન્યાસ** કહેલ છે. ૮૩

ચાતુર્વર્ણ્ય તણો મેળો **વર્ણસંહાર** તો કહ્યો.
આ છે 'પ્રતિમુખે' અંગો; 'ગર્ભ'નાં તો હવે કહું. ૮૪

કૂડ દૂર થવા વાક્ય **અભૂતાહરણે** કહે.
કહ્યું તત્ત્વાર્થનું વેણ **માર્ગ** નામે વદાય છે. ૮૫

વિચિત્ર અર્થનો મેળ એ **વિતર્ક** કહેલ છે.
વધારીને કહે વાક્ય એ ઉદાહરણે સ્થિતિ. ૮૬
ભાવતત્ત્વ તણી પ્રાપ્તિ એને **ક્રમ** કહેલ છે.
સામદાનાદિ સંપત્તિ **સંગ્રહે** તો કહેલ છે. ૮૭
રૂપાનુરૂપ ગમન **અનુમાન** વદાય છે.
રતિ–હર્ષોત્સવોની જે પ્રાર્થના, **પ્રાર્થના** કહી. ૮૮
'ગર્ભ'નો થાય ઉદ્ભેદ એને **આક્ષિપ્ત** છે કહ્યું.
જેહ આવેગનું વેણ તેને **તોટક** તો કહ્યું. ૮૯
કૂડથી છેતરે બોલી એ તો **અતિબલે** રહ્યું.
નૃપ શત્રુ અને દસ્યુ તણો **ઉદ્વેગમાં** ભય. ૯૦
નૃપ ને અગ્નિ જેવાંનો ભય **વિદ્રવ** છે કહ્યો.
આ તો છે 'ગર્ભ' નાં અંગ; હવે આ છે 'વિમર્શ'નાં. ૯૧
દોષવર્ણન તો જ્યાં છે, સ્થિતિ તે **અપવાદની.**
રોષથી યુક્ત જે વાક્ય **તેને સંફેટ** છે કહ્યો. ૯૨
વડીલોને વટાવે જ્યાં તેને **દ્રવ** કહેલ છે.
જ્યાં છે વિરોધની શાંતિ તેને તો **શક્તિ** છે કહી. ૯૩
પ્રતિજ્ઞા હેતુનો યત્ન જ્યાં તે તો **વ્યવસાય** છે.
કરે વખાણ ગુરુએ એ **પ્રસંગ** વદાય છે. ૯૪
તરછોડ તણું વાક્ય, **દ્યુતિ** એને કહેલ છે.
મનને ચેષ્ટને થાતો શ્રમ **ખેદ** વદાય છે. ૯૫
ઈપ્સિતાર્થ થયે નષ્ટ **પ્રતિષેધ** વદાય છે.
એક એક પછી વાક્યો આવેગે એ **વિરોધન.** ૯૬

બીજકાર્ય કને જાવું એને **આદાન** તો કહ્યું.
અપમાને કર્યું વાકય કાર્યાર્થે, એહ છાદન. ૯૭

ઢૂંકાયેલા અર્થ કેરી કહેનારી **પ્રરોચના.**
'વિમર્શ'નાં કહ્યા અંગ; હવે 'નિર્વહણે' કહું. ૯૮

મુખ–બીજ કને જાવું એને **સંધિ** કહેલ છે
યુક્તિથી કાર્યની ખોજ એ **નિરોધ** વદાય છે. ૯૯

કાર્યોને ગૂંથવાનું જ્યાં એ **ઉપક્ષેપ** છે કહ્યો.
અનુભૂતાર્થ–કથન એને **નિર્ણય** તો કહ્યો. ૧૦૦

પરિવાદ થતો હોય હમેશાં **પરિભાષણે.**
પામેલા અર્થની શાંતિ, **દ્યુતિ** એને કહેવ છે ૧૦૧

શુશ્રૂપાદિકની પ્રાપ્તિ એ **પ્રસાદ** વદાય છે.
અર્થોનો મેળ જ્યાં થાય તેને **આનંદ** છે કહ્યો. ૧૦૨

દુઃખ દૂર થતાં છે જ્યાં તે તો **શમ** વદાય છે.
જ્યાં છે અદ્‌ભુતની પ્રાપ્તિ, સ્થિતિ તે **ઉપગૂહને.** ૧૦૩

સામદાનાદિથી યુક્ત તેવું એ કહ્યું **ભાષણ.**
કહેલા અર્થને ખુલ્લો **પૂર્વવાકયે** કરાય છે. ૧૦૪

વરપ્રદાનની પ્રાપ્તિ **કાવ્યસંહારમાં** કહી.
નૃપ દેવો અને દેશ તણી શાંતિ **પ્રશસ્તિમાં.** ૧૦૫

આ 'અંગો' રૂપકે થાય તે તે સંધિ તણા ક્રમે,
રસ ભાવ વિચારીને કવિએ સાધવાં ગતે. ૧૦૬

બધાં અંગ, કદી તો એ જોડીને બેઉ કે ત્રણ,
અવસ્થા કાર્ય જાણીને સંધિઓમાં પ્રયોજવા. ૧૦૭

'વિષ્કંભ' 'ચૂલિકા' અર્થોપક્ષેપે છે 'પ્રવેશક',
'અંકાવતાર' ને 'અંક-મુખ' એ પાચ નામથી ૧૦૮
જ્યા હો મધ્યમપાત્રો—પુરોહિત અમાત્ય કે ચુકી આદિ,
મુખ સધિ તણે મોઢે વિષ્કંભક થાય શિષ્ટ ભાષાથી. ૧૦૯
છે'શુદ્ધ''મિશ્ર' ભેદે વિષ્કંભક બે પ્રકારનો નાટચે
મધ્યમ પાત્રો શુદ્ધે, મિશ્રે મધ્યમ-કનિષ્ઠ પાત્રો છે ૧૧૦
રહીને પડદા વાસે શ્રેષ્ઠ મધ્યમ હીન જે
પાત્રો જ્યા ક્ષેપ અર્થોનો કરે, તે થાય ચૂલિકા. ૧૧૧
બે અકોની વચ્ચે 'બિંદુ' વિચારી મુકાય ટૂકાણે
ગૌણ પ્રસગો, પ્રકરણ-નાટકમા તે પ્રવેશક બને છે ૧૧૨
ઉત્તમ મધ્યમ પાત્રો-ઉદાત્ત વાકચો કહી ન આપે જ્યા,
પ્રાકૃત ભાષા જ્યા છે, તેવાને તો પ્રવેશક કહે છે ૧૧૩

* * *

બે અકોની વચ્ચે કે અકે જ્યા પ્રયોગ-આધારે
બીજાર્થયુક્તિ-સાધ્યો તેને અંકાવતાર સજ્ઞા છે ૧૧૪
અંકને મુખ શ્લેષે જ્યાં સ્ત્રી કે પુરુષ પાત્ર જે
ઉપક્ષેપ કરી ચાલે,-સ્થિતિ અકમુખે કહી ૧૧૫

* * *

## અધ્યાય ૨૨ મો.

'વૃત્તિઓ' કેમ જન્મી છે એ કહુ હું અનુક્રમે,
જેમ વસ્તુ થયુ હોય અને કાવ્યવિચાર જે. ૧
સંકેલી લોક માયાએ, સિધુરૂપ કરી જગ,
નાગપર્યંકમાં સૂતા વિષ્ણુ અચ્યુત જે સમે, ૨

ત્યારે વીર્યબળે મત્ત અસુરો મધુ કૈટભ
લડવા કાજ ચડસે પ્રભુને તરછોડતા, ૩
ચોળતા હાથ પોતાના, મૂઠીએ ઘૂંટણે તહીં
અક્ષયી ભૂત-ધાતાની સાથે એ લડવા મંડ્યા. ૪

ને ઘણાં આકરાં વાક્યે સામસામા ધસી જતા,
અપમાની ઘણાં વેણે સિંધુને શું ક્ષુબ્ધાવતા, ૫
અનેક જાતનાં વેણ જ્યારે એ બોલતા હતા,
સાંભળ્યે દૂભતાં ચિત્ત બ્રહ્માજી વાક્ય બોલિયા : ૬
'અરે આ **ભારતી વૃત્તિ** વાણીથી શી પ્રવર્તતી
'એકમેક મહીં જોડી? પૂરા આ બેઉને કરો.' ૭
સાંભળી વેણ બ્રહ્માનું મધુસૂદન બોલિયા :
'હાજી, કાર્યક્રિયા માટે વૃત્તિ આ **ભારતી** રચી. ૮
'ભરેલી વાક્યથી થાશે ભારતી બોલનારને.
'મારું છું બેઉને હું આ.' એમ વાણી વદી હરિ ૯
અવિકારી અને શુદ્ધ અંગો ને અંગહારથી
યુદ્ધજ્ઞ બેઉની સાથે તહીં તો લડવા મંડ્યા ૧૦
ભૂમિએ ચોટતાં ખૂબ પ્રભુનાં પગલાં થકી
ભૂમિને ભાર થ્યો ભારે, **ભારતી** ત્યાં તદા રચી. ૧૧
ચાપ શાર્ઙ્ગ તણી તીવ્ર દીપતી સ્પષ્ટરૂપ જે
સત્ત્વપૂર્ણ બની ચોંટ, તેનાથી સાત્ત્વતી બની. ૧૨
વિચિત્ર અંગહારો જે લીલાથી પ્રભુએ કર્યા,
શિખાપાશ અને બંધો,-એનાથી કૈશિકી કરી. ૧૩

અથડામણના વેગે ઘણી 'ચારી' થકી કર્યા
વિચિત્ર યુદ્ધો સાધીને વૃત્તિ આરભટી કરી ૧૪
વૃત્તિઓથી થઈ જે જે ક્રિયા દેવે ત્હીં ત્હીં
તેના અર્થે ભર્યા વાક્યે બ્રહ્માએ પૂજના કરી ૧૫
હરિએ તો હણ્યા જ્યારે અસુરો મધુ કૈટભ,
બ્રહ્માજીએ કહ્યુ ત્યારે શત્રુઘાતક વિષ્ણુને ' ૧૬
'ઓહો, વિચિત્ર વિશદ સ્પષ્ટ લાલિત્યથી ભર્યા
'અંગહારો થકી દેવ દાનવોને તમે હણ્યા, ૧૭
'તેથી તો આ સર્વ લોકે ક્રમ જે દ્વન્દ્વ-યુદ્ધનો,
'ફેંકવા સર્વ શસ્ત્રોમાં વ્યાપશે ન્યાય નામથી ૧૮
'ન્યાયાશ્રયી અંગહારો ન્યાયથી જે પ્રયોજિયા,
'તેનાથી આચર્યું યુદ્ધ, તેથી ન્યાય વદાય છે ' ૧૯
ત્યાથી દેવો મહીં મૂક્યો બ્રહ્માએ ન્યાય એ ગતે
ફરી નાટ્યપ્રયોગે તો ઘણા ભાવે રસે ભરી ૨૦
વૃત્તિ નામે ક્રની જે આ કાવ્ય બધ સમાશ્રયે
એ દેવના ચરિતથી દ્રવ્ય જે જેહવુ ક્ર્યું, ૨૧
ઋષિઓએ કરી તેવી વૃત્તિ પાઠ્યાદિ સાથની
વાણી-અંગે અભિનયે નાટ્યવેદ થકી થઈ ૨૨

* * *

ઋગ્વેદે ભારતી વૃત્તિ, યજુર્વેદે જ સાત્વતી,
કૈશિકી સામવેદે ને છેલ્લી આથર્વણી થઈ ૨૪
પ્રધાન વાણી પુરુષે પ્રયોજી, ના સ્ત્રી તહીં, સંસ્કૃત પાઠ્ય જેમા,
સ્વનામધારી ભરતો થકી તો, આ ભારતી વૃત્તિ થઈ પ્રયોજ્યે ૨૫

અંગરૂપ બન્યા એના ભેદ તો ચાર જાણવા :
'પ્રરોચના' 'આમુખ' ને 'વીથી' 'પ્રહસન' ક્રમે. ૨૬

જયાભ્યુદય માંગલ્ય અને વિજય લાવતી,
શમાવતી સર્વ પાપો પૂર્વરંગે **પ્રરોચના**. ૨૭

નટી વિદૂષક અને પારિપાર્શ્વક એય તે
જ્યાં સૂત્રધારની સાથે આવી સંલાપ આચરે, ૨૮
સ્વકાર્યે ઊઠતાં ચિત્ર વાક્યે વીથ્યંગથી જહીં
[ કે સ્પષ્ટોક્તે **આમુખ** તે, જાણો **પ્રસ્તાવના**ય તે.
**વીથી પ્રહસન** તણાં આ પૂર્વે લક્ષણો કહ્યાં; ]
અંગ 'આમુખ' નાં તો હું કહું છું આ અનુક્રમે. ૨૯
'ઉદ્ઘાત્યક' 'કથોદ્ઘાત' 'પ્રયોગાતિશય' ત્રણ,
'પ્રવૃત્તક' તેમ 'અવ-લગિત' ક્રમ પાંચમે. ૩૦
'ઉદ્ઘાત્યક' અને લ્લા તણું લક્ષણ છે કહ્યું,
બાકીનાં લક્ષણો ત્રો, કહું છું આ અનુક્રમે. ૩૧
સૂત્રધાર તણું વાક્ય કે વાક્યાર્થ લઈ કરે
પાત્રપ્રવેશ જ્યાં નાટ્ય, **કથોદ્ઘાત** વદાય તે. ૩૨
સૂત્રધાર પ્રયોગે જ્યાં સૂચવે છે પ્રયોગ, તે
પાત્રપ્રવેશ તો થાય **પ્રયોગાતિશયે** તહીં. ૩૩
પ્રવૃત્ત કાર્ય આધારે સૂત્રધાર બતાવતો,
તેહના આશ્રયે પાત્ર પ્રવેશે છે **પ્રવૃત્તકે**. ૩૪
આમાંના કોઈ ને કોઈ યુક્તિથી જ્યાં પ્રયોજતાં
પાત્રપ્રવેશ જો થાય,—આવો આમુખ આચરો. ૩૫

* * *

એમ પ્રકાર ચારે વૃત્તિ અહીં ભારતી કહી આ મેં,
હવે વિધાન કરું છું નામ કહ્યું સાત્વતી જેનું. ૩૭

જેમા રહ્યો સાત્વત નામનો ગુણ, ને ન્યાયવૃત્ત વિલસી રહેલ જે,
છે હર્ષ જાજો, ગત શોકભાવ, તે સાત્વતી વૃત્તિ વદાય નાટચે. ૩૮

વાણી-અંગ-અભિનયે, વચને ઉત્થાન સત્ત્વનું થાતું,
સત્ત્વ તણા અધિકારે જાણી લો સાત્વતી વૃત્તિ. ૩૯

અલ્પ-કરુણ-શૃંગારે, વીર અને રૌદ્ર અદ્ભુત રસભરી,
ઉદ્ધત પુરુષોવાળી, અથડામણ એકમેકમા ભારે. ૪૦

'ઉત્થાપક' 'પરિવર્તક' 'સંલાપક' તેમ 'સંઘાત',
આ સાત્વતી તણા તો ભેદ કહ્યા ચાર નાટ્યતત્ત્વજ્ઞે. ૪૧

'આ હું ઊભો થાઉં, તું તારી શક્તિ બતલાવી દે,'
અથડામણ આ રીતે-ઉત્થાપક એ વદાય છે આવો. ૪૨

ઉત્થાનક અર્થ તજી બીજા અર્થો જ અર્થ-યોગવશે
જ્યાં લેવામાં આવે, તેનુ પરિવર્ત નામ કહે. ૪૩

પડકારે, પડકારે નહિ,-એવા વેણ વિવિધ યોજાતાં
તરછોડ તણી વાણી, એને સંલાપક કહેલો છે. ૪૪

મંત્રાર્થ-વાક્ય—ગતથી, દૈવવશે, આત્મદોષયોગે કે
સંઘાત-ભેદ થાતાં-એને સંઘાતક કહેલો છે. ૪૫

એમ પ્રકાર ચારે વૃત્તિ અહીં સાત્વતી કહી આ મેં,
હવે વિધાન કહું હું નામ રહ્યું કૈશિકી જેનું. ૪૬

જ્યાં વેશ-ભૂષા બનતી સુચિત્ર, સ્ત્રીપ્રાય ને જ્યાં બહુ નૃત્ત ગીત,
કામોપભોગાત્મક જ્યાં પ્રકાર, તે કૈશિકી વૃત્તિ કહેલ નાટ્યે. ૪૭

'નર્મ' 'નર્મસ્ફૂર્જ' 'નર્મસ્ફોટ' પ્રકાર એ ત્રીજે,—
ચોથે જ 'નર્મગર્ભ'—એ ભેદે કૈશિકી બનતી. ૪૮

જ્યાં શૃંગાર સ્થાપિત વિશુદ્ધ કરણે રહે ન વીરરસ,
જ્યા છોળો હાસ્ય તણી,' નર્મ' ત્રણ એ પ્રકારનું થાય. ૪૯

ઈર્ષ્યા-ક્રોધ-ભરેલું, ઠપકા આદિક થકી જ વીંધેલું,
આત્મોપક્ષેપ-કર્યું નર્મ કહ્યું વિપ્રલંભનાવાળું. ૫૦

નવસંગમ-સંભોગે, રતિપોષક વાક્ય-વેશથી વિલસ્યો,
અંતે ભયકારક જે, તે નર્મસ્ફૂર્જ કહેવાતો. ૫૧

વિભિન્ન ભાવોમાથી અંશ લઈ શોભતો, વિશિષ્ટ બન્યો,
ખંડે રસ આવે જ્યાં, નર્મસ્ફોટ પ્રકાર એ જાણો. ૫૨

વિજ્ઞાનરૂપ શોભા ધનાદિ ગુણગણ લઈ રહી છાનો,
વ્યવહાર કરે નાયક કાર્યવશે, નર્મગર્ભ એ જાણો. ૫૩

પૂર્વ સ્થિતિમા મરતા નાયક, જ્યાં અન્ય એ સ્થળે આવે
નાયક, એને પણ આ નાટ્યે તો નર્મગર્ભ છે કહેલુ, ૫૪

એમ પ્રકાર ચારે વૃત્તિ અહીં કૈશિકી કહી આ મેં,
ઉદ્ધત-રસ-ભર એવી આરભટીવૃત્તિ આ હવે બોલુ. ૫૫

સાહસના ગુણવાળી, બહુ કપટો વંચના ધરાવંતી,
દિયે અસત વેણ જહીં-આરભટીવૃત્તિ જાણવી એવી. ૫૬

લગાવ 'ઓળંગ ધમાલ ઠેક, ને તોડ, માયાકૃત ઇન્દ્રજાળ,
અનેક યુદ્ધો નિત છે જહીં તે કહેલ છે આરભટી જ વૃત્તિ. ૫૭

છ ગુણોના ઉત્પાતે હઠવાળી, દોડધામથી જ ભરી,
લાભ-અલાભે યોજી, આરભટી વૃત્તિ જાણો એ ૫૮
'સંક્ષિપ્તક' 'અવપાતન' 'વસ્તૂત્થાપન' તથૈવ 'સંફેટ'
એ છે આના ભેદો; લક્ષણ આ હું કહીશ અહીં ૫૯
અનુરૂપ શિલ્પવાળો, લગાવ બહુ, વેશ જ્યાં વિચિત્ર ઘણા,
વસ્તુ વિષય જ્યા ટૂંકા, સંક્ષિપ્તક એહ છે જ કહ્યો. ૬૦
ભય ને હર્ષે સાધ્યું, દોડે વિનિપાત સંભ્રમે યોજ્યું,
ઝટ પેશી ઝટ ટળવું—જાણો અવપાત આને તો ૬૧
સર્વ રસો જ્યાં ભેળા, દોડ કરે યા પડી રહે એવું
નાટચ થતું,–એવાને વસ્તૂત્થાપન કહેલ છે નાટચે ૬૨
જ્યા અથડામણ થાતી, યુદ્ધ ઘણું, દ્વન્દ્વ ફૂડ ને ભેદ,
શસ્ત્રપ્રહાર જ્યા બહુ, જાણો સંફેટ એવાને. ૬૩
આ પ્રમાણે તમે જાણો વૃત્તિઓ નાટ્યમા રહી,
રસપ્રયોગ એઓનો કહુ તે સમજો તમે ૬૪
શૃંગાર હાસ્યમા વૃત્તિ 'કૈશિકી' થાય જાણવી,
વીર અદ્દભુત ને રૌદ્રે 'સાત્વતી' થાય જાણવી ૬૫
ને ભયાનક બીભત્સે રૌદ્રે 'આરભટી' અને
કરુણે અદ્દભુતે વૃત્તિ 'ભારતી' તો કહેવ છે ૬૬

* * *

## અધ્યાય ૨૩ મો

અનુક્રમે અભિનય હવે આહાર્ય હું કહું,
કારણ કે પ્રયોગ જે સર્વ આહાર્યાભિનયે રહ્યો. ૧

નેપથ્યે કરવાનો જે વિધિ આહાર્ય તે કહ્યો.
એમાં પ્રયત્ન કરવો નાટ્યમાં સિદ્ધિ ઇચ્છતે. ૨

* * *

નાટ્યનો જ અલંકાર આ **નેપથ્ય** વદાય છે. ૩
ઘણી અવસ્થા પ્રકૃતિ પ્હેલાં નેપથ્યમાં થતી,
અંગાદિથી અભિવ્યક્તિ પામે છે વિણ યત્નથી. ૪
'પુસ્ત' તેમ 'અલંકાર' 'અંગોની રચના' અને
'સંજીવ' એમ નેપથ્યે એના ચાર પ્રકાર છે. ૫

* * *

શૈલ–યાન વિમાનો, ને ઢાલ બખ્તર, ને ધ્વજો,
પર્વતો આદિ જે થાય, તેને પુસ્ત કહેલ છે. ૯
માલ્યે આભરણે વસ્ત્રે અંગોપાંગ સજી કર્યો
અનેક રીતનો એવો અલંકાર વદાય છે ૧૦

* * *

નહિ નાટ્યપ્રયોગોમાં કરવું બહુ ભૂષણ,
હરવા–ફરવામાં એ ખેદ ઉત્પન્ન તો કરે. ૪૬
ખૂબ આભરણે ચેષ્ટા થઈ ના શકતી, અને
ખૂબ ભારે પસીનો, ને મૂર્છા થાવા તણો ભય. ૪૭
તેથી સોના તણાં ઝાઝાં ઘરેણાં લાદવાં નહિ.
લાખે ભર્યાં, અલ્પ રત્ને એ ખેદ કરશે નહિ. ૪૮

* * *

દેશ જાતિ વિચારીને દેશોનો વેશ સાધવો. ૬૮

વેશ તેવાં આભરણ, હજામત કરો સદા.
શોભા ના આપશે વેશ, દેશને પ્રતિકૂળ જે. ૬૯

* * *

ત્યાં **અંગરચના** પ્હેલી કરવી નાટ્યસાધકે. ૭૩

* * *

ત્યાં વર્તના તો કરવી ઘણા રૂપ–સમાશ્રયે.
ઢાંકેલું વર્તનાથી જે મૂળ રૂપ નટો તણું ૮૦
નાટ્યધર્મે સધાઈને મૂળ જેવું બની રહે.

* * *

સ્વભાવ નિજ છોડીને બીજાના દેહનો ગ્રહી ૮૨
ભૂતદેહ મહીં સાધે પરાભવ જ—તે ગતે
રંગ ને વેશથી ઢાંકયો બીજાના વેશને સજી ૮૩
બીજાનાં અંગની ચેષ્ટા ભજવી હૂબહૂ કરે.

* * *

વેશ ભાષા ગ્રહીને ને જોઈને નાટ્યધર્મને,
રંગોનો વિધિ જાણીને, વય પ્રકૃતિ જાણતાં ૮૮
દેશ જાતિ વયે સાધી અંગોની રચના કરે.

* * *

સંજીવ જે કહ્યો છે મેં, તેનું લક્ષણ આ કહું. ૧૫૧
પ્રવેશ પશુઓનો જે, તેને સંજીવ છે કહ્યો.

* * *

જીવલોકે પદાર્થો ને લક્ષણો ભિન્ન ભિન્નથી
તે તેની તો અનુકૃતિ નાટ્યમાંહે સધાય છે. ૧૯૧

મહેલો ઘર ને યાનો નાટ્યનાં સાધનો ગણી
જેવાં એ હોય તેવાં તો કરવાં શક્ય છે નહિ. ૧૯૨
લોકધર્મી કહી બીજી, નાટ્યધર્મીય અન્ય છે.
લોકધર્મી સ્વભાવે છે, નાટ્યધર્મી વિકારથી. ૧૯૩

*                    *                    *

લોકના ઉપચારો કે સ્વબુદ્ધિ-બળથી સદા. ૨૧૧
નાટ્યનાં સાધનો ડાહ્યો સારી રીતે પ્રયોજતો.

*                    *                    *

## અધ્યાય ૨૪ મો

સામાન્ય જે અભિનય, વાણી ને અંગ સત્ત્વનો.
સત્ત્વે પ્રયત્ન કરવો; નાટ્યે સત્ત્વ પ્રધાન છે ૧
'જ્યેષ્ઠ' થાતો અભિનય, જેમાં સત્ત્વાતિરેક છે;
સમસત્ત્વ બને 'મધ્ય;' સત્ત્વહીન 'કનિષ્ઠ' છે. ૨
અવ્યક્ત સત્ત્વનું રૂપ જાણો ભાવ-રસાશ્રયે
યથાસ્થાન રસે સાધ્યું રોમાંચે આંસુ-આદિથી. ૩

*                    *                    *

'ભાવ' 'હાવ' અને 'હેલા' એકમેક થકી થયાં;
સત્ત્વના ભેદ તો આ છે દેહ-પ્રકૃતિમાં રહ્યા. ૬
દેહાત્મક થતું સત્ત્વ, ઊપજે ભાવ સત્ત્વથી,
ભાવથી હાવ ઊઠે છે, હેલા તો હાવથી થેતી. ૭
વાણી-અંગે મુખરાગે સત્ત્વાભિનયથી વળી
કવિના મનનો ભાવ ભાવતો ભાવ છે કહ્યો. ૮

ભાવાતિરેકનું સત્ત્વ - વિભિન્ન રહ્યું સર્વમાં
મળે ના એકસરખું; વ્યક્ત એ હાવથી બને. ૯
આંખ–ભ્રૂ–ચેષ્ટને પૂર્ણ શૃંગાર રસથી ભર્યો
કંઠ–રેચકથી હાવ ચિત્તમાંથી જ જાગતો. ૧૦
શૃંગારરસથી ઊઠયા, રૂડા અભિનયે ભર્યા
જે કહ્યા ભાવ, તે સર્વ હેલા નામે વદાય છે. ૧૧

* * *

## અધ્યાય ૨૬ મો

'આકાશવચનો' જે છે ને 'આત્મગત' થાય જે,
'અપવારિત' છે જેહ, જે 'જનાન્તિક' તે કહું: ૭૯
બોલવું દૂર જે થાય અશરીરે નિવેદન,
પરોક્ષે આંતરી વાકય **આકાશવચને** કહ્યું, ૮૦
જવાબી વાકયથી વાતચીત જે કૈં સધાય છે.
અનેક કારણે યુક્ત, કાવ્યભાવ થકી થયું, ૮૧
હૈયે કહેલ જે વાકય, તે **આત્મગત** થાય છે.
ગૂઢ ભાવે ભરેલું જે **અપવારિત** તે કહ્યું ૮૨
કાર્ય વશે પડખેનાં, સુણે નહીં તે **જનાંતિક** કહ્યુ છે.
હૈયે રહ્યું વિતર્કે રહ્યું ભાવે **આત્મગત** એ તો. ૮૩
ગુહ્યાર્થયુક્ત તો વાકયો જે પ્રયોજાય નાટકે,
**કાનમાં જે કહેવાનું** 'આમ આ' આદિ એ ગતે, ૮૪
પૂર્વે બનેલ જે કાવ્ય ફરી કો કારણે કહે;
કર્ણપ્રદેશે જે વાક્ય, તેને તો **પુનરુક્ત** કહે. ૮૫

* * *

ગાંભીર્ય–ધૈર્યથી યુક્ત,—આ **સ્ત્રી-પ્રકૃતિ ઉત્તમ.**
ઉત્કૃષ્ટ ના ઘણી, તેમ ઢીલી ના—એ ગુણે ભરી, ૧૧
અલ્પ દોષે ભરી એવી **સ્ત્રી પ્રકૃતિ વચેટ** એ.
હીન પ્રકૃતિ હું બોલ્યો પુરુષોની અગાઉ જે, ૧૨
**હીન પ્રકૃતિ સ્ત્રીઓની** ટૂંકમાં તે જ હું કહું.
નપુંસક જ સંકીર્ણ એહ તો **હીન** જાણવો. ૧૩
ચેટી–આદિકની એવી **મિશ્ર પ્રકૃતિ** છે કહી.
વિદૂષક અને એવાં શકારાદિક પાત્ર જે,
તેઓની થાય **સંકીર્ણ** નાટકે નાટકજ્ઞથી. ૧૪
જાણવી આવી પ્રકૃતિ પુરુષ–સ્ત્રી–નપુંસકે.
આ બધીઓનું હું બોલું સશીલક વિધાન જે. ૧૫
અનેક લક્ષણો યુક્ત **ચાર** જે થાય **નાયક,**
મધ્યમોત્તમ એ રીતે થાય પ્રકૃતિને વિશે. ૧૬
પ્હેલો **ધીરોદ્ધત,** પછી છે **ધીરલલિતાખ્ય** એ,
**ધીરોદાત્ત** કહ્યો ત્રીજો. ચોથો **ધીરપ્રશાંત** છે. ૧૭
ધીરોદ્ધત કહ્યા દેવો; નૃપો લલિત છે કહ્યા;
ધીરોદાત્ત કહેલા છે સેનાપતિ અમાત્ય જે; ૧૮
ધીરપ્રશાંત તો જાણો બ્રાહ્મણો વણિજો વળી.
વિદૂષક કહ્યા આના એવા ચાર પ્રકારના. ૧૯

* * *

વિપ્રલંભે મિત્રદામી વાતચીત-વિશારદ
દુખણી દુઃખ પામેલી નૃપે એવી પ્રયોજવી. ૨૧

## અધ્યાય ૩૪ મો

હવે પછી કહું છું હું અહીં પ્રકૃતિ-લક્ષણ.
ટૂંકમાં તો પ્રકૃતિના કહ્યા ત્રણ પ્રકાર છે: ૧

પુરુષો તેમ સ્ત્રીઓની 'શ્રેષ્ઠ' 'મધ્યમ' 'હીન' એ.
જિતેંદ્રિય, જ્ઞાનવતી, બહુવિદ્યા-વિચક્ષણ, ૨

દક્ષિણા, સુભગા, તેમ દીનોને પુષ્ટિ આપતી,
બહુશાસ્ત્રાર્થથી યુક્ત, ને ગંભીર ઉદાર જે, ૩

ધૈર્ય ને ત્યાગવાળી જે, જાણો પ્રકૃતિ ઉત્તમ.
લોકોપચાર-ચતુર, શિલ્પશાસ્ત્ર-વિશારદ, ૪

વિજ્ઞાન-માધુર્ય થકી યુક્ત મધ્યમ તો કહી.
આકરાં વેણ, દુ:શીલ, કુસત્ત્વ, સ્વલ્પબુદ્ધિની, ૫

ક્રોધી, ઘાતક, ને મિત્રઘાતકી, ચિત્રઘાતકી,
ક્રૂર, ઉદ્ધત જે વાક્યે, કૃતઘ્ન, અલસા વળી, ૬

અભિમાની, અહંભાવી, સ્ત્રીમયી, કજિયાળુ, ને
ચાડીખોર અને પાપી, પારકું ધન ચોરતી— ૭

આવી નરો તણી જે આ કહી પ્રકૃતિ હીન તે.
આ પ્રકારે જ પ્રકૃતિ પુરુષોની કહી ત્રણ. ૮

સ્ત્રીઓની હવે પ્રકૃતિ ક્રમથી આ કહીશ હું.
મૃદુભાવે, અચપલા, સ્મિતશાલી, નઠોર ના, ૯

ગુરુઓનાં વચને દક્ષ, સલજ્જ, વિનયી વળી,
રૂપે-અભિજને મીઠી, ગુણે સ્વાભાવિકી, અને ૧૦

ગાંભીર્ય–ધૈર્યથી યુક્ત,—આ સ્ત્રી-પ્રકૃતિ ઉત્તમ.
ઉત્કૃષ્ટ ના ઘણી, તેમ ઢીલી ના—એ ગુણે ભરી, ૧૧
અલ્પ દોષે ભરી એવી સ્ત્રી-પ્રકૃતિ વચેટ એ.
હીન પ્રકૃતિ હું બોલ્યો પુરુષોની અગાઉ જે, ૧૨
હીન પ્રકૃતિ સ્ત્રીઓની ટૂંકમાં તે જ હું કહું.
નપુંસક જ સંકીર્ણ એહ તો હીન જાણવો. ૧૩
ચેટી–આદિકની એવી મિશ્ર પ્રકૃતિ છે કહી.
વિદૂષક અને એવાં શકારાદિક પાત્ર જે,
તેઓની થાય સંકીર્ણ નાટકે નાટકજ્ઞથી. ૧૪
જાણવી આવી પ્રકૃતિ પુરુષ–સ્ત્રી–નપુંસકે.
આ બધીઓનું હું બોલું સશીલક વિધાન જે. ૧૫
અનેક લક્ષણો યુક્ત ચાર જે થાય નાયક,
મધ્યમોત્તમ એ રીતે થાય પ્રકૃતિને વિશે. ૧૬
પ્હેલો ધીરોદ્ધત, પછી છે ધીરલલિતાખ્ય એ,
ધીરોદાત્ત કહ્યો ત્રીજો. ચોથો ધીરપ્રશાંત છે. ૧૭
ધીરોદ્ધત કહ્યા દેવો; નૃપો લલિત છે કહ્યા;
ધીરોદાત્ત કહેલા છે સેનાપતિ અમાત્ય જે; ૧૮
ધીરપ્રશાંત તો જાણો બ્રાહ્મણો વણિજો વળી.
વિદૂષક કહ્યા આના એવા ચાર પ્રકારના. ૧૯

* * *

વિપ્રલંભે મિત્રદાસી વાતચીત-વિશારદ
દુઃખણી દુઃખ પામેલી નૃપે એવી પ્રયોજવી. ૨૧

તેમ આગા પુરુષથી યુક્ત નાયકને કરો.
ઘણુાને ત્યાં થવાનાં જે દુઃખ ઉન્નતિયે વળી, ૨૨
ઉચ્ચ કોટિ તણાં થાય,—એ નાયક બની રહે.
જાણવા નાયકો આવા બહુપ્રકૃતિ–લક્ષણો. ૨૩
ધીરા, લલિત, ને એવી ઉદાત્ત, વિનયી વળી
દિવ્યોની જાતિઓ થાય તે તે ગુણ થકી ભરી. ૨૪
ઉદાત્ત તેમ વિનયી થાય છે જે કુલાંગના.
ઉદાત્ત ને લલિત તો ગણિકા શિલ્પકારિકા. ૨૫
સર્વ પ્રકૃતિ કેરા તો બે રીતે ઉપચાર છે:
'બ્હારનો' 'માંહ્યલો;'—એનાં કહું લક્ષણ જે રહ્યાં. ૨૬
ઉપચાર જે નૃપનો તેને તો માંહ્યલો કહ્યો.
ઉપચાર બાહ્ય છે જે તેને તો બ્હારનો કહ્યો. ૨૭
રાજોપચાર જે છે તે અંતઃપુર મહીં રહ્યો.
અંતઃપુરમહીં છે તે સ્ત્રીવિભાગ કહું હવે. ૨૮
મહાદેવી તથા દેવી, સ્વામિની, સ્થાપિતા વળી,
ભોગિની, શિલ્પકારીઓ, નાટકી, નર્તકી વળી, ૨૯
અનુચારિક દાસીઓ, છે વળી પરિચારિકા,
વળી સંચારિકાઓ છે, વળી પ્રેષણચારિકા, ૩૦
મહત્તરી, પ્રતીહારી, કુમારી, ઘરડી વળી,
આયુક્તિકાઓ નૃપની,—અંતઃપુરસમૂહ આ. ૩૧
અભિષેકવાળી શીર્ષે, કુલશીલધરા વળી,
ગુણવંતી, વયે પૂરી, ક્રોધે મધ્ય પ્રકારની, ૩૨

ઈર્ષ્યામુક્ત, સુખે દુઃખે રાજાને અનુસરી રહે,
ઇચ્છી ભલું જ રાજાનું, સદા મંગળ વાંછતી, ૩૩
શાંત, ધીરા, પતિયુતા, અંતઃપુરહિતે ખુશી,—
આવા સર્વ ગુણે યુક્ત **મહાદેવી** કહી બધી. ૩૪
આવા સર્વ ગુણોવાળી, સત્સંસ્કાર-વિહીન જે,
સૌભાગ્યે જેહ ગર્વીલી, પ્રીતિ-સંભોગ-તત્પર, ૩૫
પવિત્ર-ઉજ્જ્વલાકારા, શોક્યને ના શકે સહી,
વયે રૂપે ગુણે પૂરી,—એવી **દેવી** કહી બધી. ૩૬
વધેલી પ્રીતિ સંમાને સેનાપતિ અમાત્યની
પુત્રીઓ તેમ ભૃત્યોની શીલ-રૂપ ગુણે ભરી,— ૩૭
એવા ગુણે નૃપાલોની વ્હાલીઓ, ને મહત્ત્વ ને
સ્વગુણે માત્ર પામી તે **સ્વામિનીઓ** કહેલ છે. ૩૮
રૂપ-યૌવનથી પૂરી, કર્કશા, વિભ્રમે ભરી,
અતિસંભોગ-કુશલ, શોક્યને ના શકે સહી, ૩૯
દક્ષા, નૃપાશય-જ્ઞાતા, લેખ્યાલેખ્ય-વિચક્ષણ,
શય્યા-આસન-ભોગજ્ઞા, મધુરા, ચતુરા વળી, ૪૦
દક્ષ, સૌમ્ય, સ્ફુટ, શ્લક્ષ્ણ, વિનયી **શિલ્પકારિકા**.
સ્વર-તાલ-યતિ-જ્ઞાતા, આચાર્ય-પદ સેવતી, ૪૧
ચતુરા, નાટ્યકુશલ, ઊહાપોહ-વિચક્ષણ,
રૂપ-યૌવનથી પૂરી **નાટકી** તેહ **નર્તકી**. ૪૨
હેલા-ભાવ તણી જ્ઞાતા, સત્ત્વાભિનયથી ભરી,
માધુર્યે યુક્ત, આતોદ્ય-વાદ્યજ્ઞાનવતી, અને ૪૩

અંગ પ્રત્યંગથી યુક્ત, કલા ચોસઠ જાણતી,
ચતુરા, વિનયે પૂરી, ત્રિદોષો જેહમાં નથી, ૪૪

સમા, પ્રાગલ્ભ્યથી પૂરી, અનાલસ, જિતશ્રમ,
બહુવિદ્યા-પ્રયોગજ્ઞા, નૃત્તગીત-વિચક્ષણ, ૪૫

રૂપ ને ગુણ, ઔદાર્ય, સૌભાગ્યે, ધીર-વીરતા,
પેશલા, મધુરા, સ્નિગ્ધા, ચિત્રકર્મજ્ઞ, સાવધ, ૪૬

નારીઓ એકઠી જ્યાં ત્યાં રૂપ-યૌવન-કાંતિમાં
જેની તુલ્ય નથી કોઈ તે કહી છે જ **નર્તકી.** ૪૭

બધી અવસ્થાઓમાં જે નૃપસેવા ન છોડતી,
દક્ષિણા, દક્ષ, સ્થિર જે શય્યારક્ષણ સાધતી, ૪૮

રસ-વ્યંજનની જ્ઞાતા, દક્ષ સેવા-સુવાસમાં,
ભૂષા-સજાવટે દક્ષ, માલાસંયોગ સાધતી, ૪૯

આવી જે હોય તેઓને કહી છે **પરિચારિકા.**
બહુ કક્ષ્યા ફરંતી ને ઉદ્યાનાદિક સંચરે, ૫૦

દેવાલયેય ક્રીડંતી, પ્રાસાદ-પરિચારિકા,
અને યામકિની એવી આવાં લક્ષણ ધારતી ૫૧

**સંચારિકા** કહેલી એ, ભોગે વારેલ જે કહી.
થયાં એકાંતમાં જોવાં—કામયુક્ત—તહીં જ ને
રાજાએ પ્રેક્ષણીયા તે, જાણો **પ્રૈષણચારિકા.** ૫૨

અંતઃપુર તણી રક્ષા, સ્તુતિ સ્વસ્તિ મહીં સદા
વૃદ્ધિ સંમાનનારી જે, કહેલી તે **મહત્તરી.** ૫૩

પૂર્વરંગ-નયાલિજ્ઞા ,પૂજેલી પૂર્વ રાયથી,
સર્વચારિત્ર્ય જાણંતી, વૃદ્ધા તેહ કહેલ છે ૫૪
નિધિરક્ષાધિકારે જે સાયુધા તેમ વિકૃત,
ફળમૂળ-ઓષધી ને અન્નનું ધ્યાન રાખતી, ૫૫
ગંધ વસ્ત્ર અને ફૂલો ભૂષણોને વિચારતી,
ઘણા આશ્રયવાળી—આયુક્તિકાઓ કહેલ છે. ૫૬

એમ આ અંતઃપુરની સ્ત્રીઓ તો ટૂંકમા કહી.
એની વિશિષ્ટતા જે કૈં તે અહીં સૌ કહીશ હું. ૫૭
નિમાતી જે નિયોગોમા, પ્રયોગે જેહ દક્ષ છે,
નહિ ભ્રાંત, નહીં લુબ્ધ, બહુનિષ્ઠુર ચિત્ત ના, ૫૮
શાત, ક્ષાત, પ્રસન્ના ને જિતક્રોધ, જિતેદ્રિય,
કામહીન અને પૂજ્ય, સ્ત્રીદોષોથી વિહીન જે, ૫૯

અનુરક્ત અને ભક્ત, ચોગમેથી ખડી થતી,
સર્વ દોષ વિનાની જે યોજવી તે નિયોગમા. ૬૦
નપુંસક કહી ત્રીજી જે આ પ્રકૃતિ, તેહને
અંતઃપુર મહીં મૂકો, તેવી એ રાજમ્હેલમાં. ૬૧
કારકો કંચુકીયો ને જે વર્ષવર છે કહ્યા
સંભોગશક્તિથી હીન, સ્ત્રીઓની મેલ-મૂકમાં; ૬૨

કુંવરી-બાળકીઓના રક્ષણે યોજવા અશા.
અધિકાર જનાનાનો રાજસ્ત્રી અનુસાર છે. ૬૩
સર્વ વૃત્તાંતનો જ્ઞાતા નાટ્યાગારે નિવેશવો.
સ્વલ્પ-સત્ત્વવતી સ્ત્રીઓ ને કેલીઓ સ્ત્રીસ્વભાવના, ૬૪

જાતે કદી ન બોલે જે, તે વર્ષવર છે કહ્યા.
કુશલ બ્રાહ્મણો વૃદ્ધ, કલાદોષ-વિહીન જે, ૬૫
દેવીઓના કાર્યમાં તે નૃપે નિત્ય પ્રયોજવા.
અંતઃપુર કહ્યું આવું જે અઢાર પ્રકારનું. ૬૬

બ્હારના જે પુરુષ છે તેનો સંચર આ કહું.
રાજા સચિવ સેનાની મંત્રીઓ ને પુરોહિતો, ૬૭
પ્રાડ્વિવાકો કહેલા ને કુમારકૃત જે વળી,
આ અને અન્ય એવા સૌ નૃપને માન્ય થાય છે. ૬૮

લક્ષણો એ બધાંઓનાં હવે નીચે કહીશ હું.
બલિષ્ઠ, બુદ્ધિસંપન્ન, સત્યવાદી, જિતેંદ્રિય, ૬૯

દક્ષ, પ્રગલ્ભ, ને બુદ્ધિ-વિક્રમી ને પવિત્ર જે,
દીર્ઘદર્શી, મહોત્સાહી, કૃતજ્ઞ, પ્રિયવાક્, પટુ, ૭૦
લોકપાલવ્રતધર, કર્મમાર્ગવિશારદ,
સાવધાન, અપ્રમત્ત, વૃદ્ધ, સ્મૃત્યર્થસારવિદ્, ૭૧
પરદોષ અને ચેષ્ટા જાણતો, શૂર, રક્ષક,
ઊહાપોહ-વિચારજ્ઞ, બહુશિલ્પ-પ્રવર્તક, ૭૨

નીતિશાસ્ત્રેય કુશલ,—નૃપમાં આ ગુણો કહ્યા.
સબુદ્ધિ, નીતિસંપન્ન, વિક્રમી ને પ્રિયંવદ, ૭૩
અર્થશાસ્ત્રેય કુશલ, પ્રજામાં પ્રેમ રાખતો
જેહ ધાર્મિક,—તેવા તો અમાત્યો કરવા નૃપે. ૭૪
વ્યવહારાર્થ-તત્ત્વજ્ઞ, બુદ્ધિમંત, બહુશ્રુત,
મધ્યસ્થ, ધર્મબુદ્ધિજ્ઞ, કાર્યાકાર્ય-વિચક્ષણ, ૭૫

ક્ષમી, દમી, જિતક્રોધ, સર્વત્ર સમદૃષ્ટિના,—
આવા તો આડ્‌વિવાકોને સ્થાપવા ધર્મદક્ નૃપે. ૭૬

સાવધાન, અપ્રમત્ત, અનાલસ, જિતશ્રમ,
સ્નિગ્ધ, ક્ષમી, વિનીતિજ્ઞ, મધ્યસ્થી, હોશિયાર જે ૭૭

નયજ્ઞો, વિનયજ્ઞો ને ઊહાપોહ–વિશારદ,
સર્વશાસ્ત્રાર્થ–સંપન્ન, કામાદિક–વિશુદ્ધ જે, ૭૮
બૃહસ્પતિ–મતે આવા ગુણોની દૃષ્ટિ રાખવી.

* * *

## અધ્યાય ૩૫ મો

ભૂભાગ ભૂમિકાઓનો હવે આ નાટકે કહું,
ભૂમિકા કરવાની જે પુરુષોએ કહીશ તે. ૧

ગતિ-વાગ્-અંગચેષ્ટાએ સત્ત્વશીલ–સમાસથી
ઠિંગણો, કૂબડો, ઢીલો, વાંકો ને વંક–મોં–વતો, ૨

આંખ કામ કરે ના, ને સ્થૂળ–નાસિક–હાંસડી,
દુર્વેશી, દુઃસ્વભાવી ને વિકૃતાકાર હોય જે, ૩

દાસાંગયુક્ત, તેવાને આપવી દાસ–ભૂમિકા.
તાસીરે કૃશ ને ક્ષામ, થાંતોમાં તેહ યોજવો. ૪

નીરોગી ભૂમિકામાં તો સ્થૂલ પુરુષ યોજવો.
આવી પ્રકૃતિના જો ત્યાં મળે ના પૂરુષો કદી, ૫

આચાર્યે યોજવા તેવા ભાવચેષ્ટા–સ્વભાવના.
જે જેના સરખાં ચેષ્ટા, કર્મ તેમ સ્વભાવ છે, ૬

જે જેના સરખી ચેષ્ટા, શ્રેષ્ઠ મધ્યમહીન છે,
તે તેવી અન્યને સાધી યોજવી ભાવ-શાવિની. ૭

એમ બીજામહર્ષિયે આ નાટ્યધર્મી પ્રશસ્ય છે.
દેશ-વેશાનુસારી જે યોજવી પાત્રભૂમિકા. ૮

ઘણા હાથ, ઘણાં મોઢાં, વિકારી મુખ-આદિકે,
પશુ શ્વાપદ ને સિંહ, ગધેડાં, ઊંટ ને ગજ, ૯

ને એવી ભૂમિકા જ્યાં કે। ઘણાં રૂપ તણી ખપે,
આચાર્યે મૃત્તિકા-કાષ્ઠ-ચામડાનાં પ્રયોજવાં. ૧૦

આત્મરૂપ છુપાવીને રંગ ને ભૂષણો થકી
ભાવ સ્વાભાવિકે રંગમંડપે જ પ્રવેશવું. ૧૧

જેનું જેવું થતું રૂપ પ્રકૃતિએ વયે અને
વેશને અનુસરતું, પ્રયોજો નાટ્યકર્મમાં. ૧૨

જંતુ સ્વભાવને છોડી રહ્યો જે અન્ય દેહમાં,
સ્વીકારી પરનો દેહ પરભાવ કરે જશો, ૧૩

બાલ જે વૃદ્ધની સાથે, વૃદ્ધ તો બાલની કરે,
તે તે ભાવે કરે નાટ્ય,—ભૂમિકા આ વિરૂપ છે. ૧૮
ભૂમિકા નર સ્ત્રી કેરી આચરે, ભાવ એ જશો,
રૂપને અનુસારે એ પ્રયોજે ભરતોત્તમો. ૧૯
ટેવથી નરની સાથે ભૂમિકા સ્ત્રી પ્રયોગથી,
ન પરસ્પર ચેષ્ટાએ એ કરે . વૃદ્ધ બાલકી.. ૨૦
સ્ત્રીઓએ સર્વથા સાધી ભૂમિકા સુકુમાર જે,
ખૂબ માનુષીઓની ને દિવ્ય માનુષની વળી, ૨૧
સ્વર્ગે નાટ્ય થયું સ્થાપ્યું રંભા–ઉર્વશી આદિમાં,
તેમ માનુષલોકે આ, નૃપાંતઃપુરમાં વળી. ૨૨
દેવી તાલીમ આચાર્યોએ સ્ત્રીઓને શાસ્ત્રબુદ્ધિથી.
આપે આનંદ રાજાને સુકુમાર પ્રયોગ આ. ૨૩
શૃંગારરસની ભૂમિ તો સ્ત્રીઓમાં જ યોજવી,
કારણ સ્વભાવથી સિદ્ધ વિલાસ સ્ત્રી મહીં રહે. ૨૪
તેથી સ્વભાવ–મધુરું અંગ–સૌષ્ઠવ સોહ્યલું,
પુરુષે જેહ લાલિત્ય તે અલંકાર તેહનો. ૨૫
પોતે તો ભૂમિકાભ્યાસ બુધે સ્ત્રીમાં પ્રયોજવો.
તુલ્ય ને સ્થાપનાયુક્ત ભૂમિકાભ્યાસ યોગ્ય છે.
પ્રયત્ને યોજવો સ્ત્રીમાં પ્રયોગ નર–આશ્રયી. ૨૬
ગાન ક્લેશ–રહિતતા ગુણ એ પ્રમદા તણો રહ્યો નિત્યે.
મધુરું ને કર્કશ એ સાથે નાટ્યપ્રયોગથી બંને. ૨૭

જે જેના સરખી ચેષ્ટા, શ્રેષ્ઠ મધ્યમહીન છે,
તે તેવી અન્યને સાધી યોજવી ભાવ-ભાવિની. ૭
એમ બીજામહીંયે આ નાટ્યધર્મી પ્રશસ્ય છે.
દેશ-વેશાનુસારી જે યોજવી પાત્રભૂમિકા. ૮
ઘણા હાથ, ઘણા મોઢાં, વિકારી મુખ-આદિકે,
પશુ શ્વાપદ ને સિંહ, ગધેડાં, ઊંટ ને ગજ, ૯
ને એવી ભૂમિકા જ્યાં કો ઘણાં રૂપ તણી ખપે,
આચાર્યે મૃત્તિકા-કાષ્ઠ-ચામડાનાં પ્રયોજવાં. ૧૦
આત્મરૂપ છુપાવીને રંગ ને ભૂષણો થકી
ભાવ સ્વાભાવિકે રંગમંડપે જ પ્રવેશવું. ૧૧
જેનું જેવું થતું રૂપ પ્રકૃતિએ વયે અને
વેશને અનુસરતું, પ્રયોજે નાટ્યકર્મમાં. ૧૨
જંતુ સ્વભાવને છોડી રહ્યો જે અન્ય દેહમાં,
સ્વીકારી પરનો દેહ પરભાવ કરે જશો, ૧૩
તેવું અન્ય તણો ભાવ ' એ હું છું ' મનથી સ્મરી
વાગાગ-ગતિ-લીલામાં ચેષ્ટાએ આચરે અશું. ૧૪
' અનુરૂપ ' ' વિરૂપી ' ને ' રૂપને અનુસાર ' જે,
નરોની ભાવથી પૂરી ત્રણ પ્રકૃતિ થાય છે ૧૫
બહુસ્થિતિ વયે યુક્ત ભૂમિકાદિકથી કરી
તેજસ્વી નાટ્યમાં જેઓ સ્વાભાવિક થઈ રહે : ૧૬
સ્ત્રીઓ તો સ્ત્રી તણા ભાવે, નરો નર તણા મહીં,
જેવી વય તહીં તેવી ભૂમિકા અનુરૂપ છે. ૧૭

બાલ જે વૃદ્ધની સાધે, વૃદ્ધ તો બાલની કરે,
તે તે ભાવે કરે નાટ્ય,—ભૂમિકા આ વિરૂપ છે. ૧૮
ભૂમિકા નર સ્ત્રી કેરી આચરે, ભાવ એ જશો,
રૂપને અનુસારે એ પ્રયોજે ભરતોત્તમો. ૧૯
દેવથી નરની સાધે ભૂમિકા સ્ત્રી પ્રયોગથી,
ન પરસ્પર ચેષ્ટાએ એ કરે વૃદ્ધ બાલકી. ૨૦
સ્ત્રીઓએ સર્વથા સાધી ભૂમિકા સુકુમાર જે,
ખૂબ માનુષીઓની ને દિવ્ય માનુષની વળી, ૨૧
સ્વર્ગે નાટ્ય થયું સ્થાપ્યું રંભા-ઉર્વશી આદિમાં,
તેમ માનુષલોકે આ, નૃપાંતઃપુરમાં વળી. ૨૨
દેવી તાલીમ આચાર્યો સ્ત્રીઓને શાસ્ત્રબુદ્ધિથી.
આપે આનંદ રાજાને સુકુમાર પ્રયોગ આ. ૨૩
શૃંગારરસની ભૂમિ તો સ્ત્રીઓમાં જ યોજવી,
કાંકે સ્વભાવથી સિદ્ધ વિલાસ સ્ત્રી મહીં રહે. ૨૪
તેથી સ્વભાવ-મધુરું અંગ-સૌષ્ઠવ સોહ્યલું,
પુરુષે જેહ લાલિત્ય તે અલંકાર તેહનો. ૨૫
પોતે તો ભૂમિકાન્યાસ બુધે સ્ત્રીમાં પ્રયોજવો.
તુલ્ય ને સ્થાપનાયુક્ત ભૂમિકાન્યાસ યોગ્ય છે.
પ્રયત્ને યોજવો સ્ત્રીમાં પ્રયોગ નર-આશ્રયી. ૨૬
ગાન ક્લેશ-રહિતતા ગુણ એ પ્રમદા તણો રહ્યો નિત્યે.
મધુરું ને કર્કશ એ સાધે નાટ્યપ્રયોગથી બંને. ૨૭

પ્રમદા નાટ્યવિલાસે લલિત અને, વેલ ફૂલથી જેવી,
કામોપચારમાંહે સ્ત્રીઓ તો હોશિયાર કુદરતથી. ૨૮
સાવધ થૈ હંમેશાં યોગ્ય સ્ત્રીની પસંદગી કરવી.
ભાવ અને રસ–સૌષ્ઠવ સધાય ના યોગ્ય સ્ત્રી વિના કોઈથી. ૨૯

જાણવો નાટ્ય–આધારે બે પ્રકારે પ્રયોગ આ :
'સુકુમારક' 'આવિદ્ધ' બહુભાવે–રસે ભર્યો. ૩૦
નાટકે ને પ્રકરણે, ભાણે વીથ્યંકમાંય તે
મનુષ્યાશ્રયથી સિદ્ધ પ્રકાર **સુકુમાર** છે. ૩૧
યુદ્ધ–ઔદ્ધત્ય ને વેગે જ્યાં ઘણી છે ઝપાઝપી,
સ્ત્રીઓ એ ન પ્રયોજે,—એ યોજવાં પુરુષો થકી. ૩૨
**આવિદ્ધાંગ** તણો ભાવ—'છેદો, ભેદો, લડી પડો'
માયેંદ્રજાલની ભૂમિ પુસ્ત–નેપથ્ય–દીપને ૩૩
હરે ફરે જ્યાં પુરુષો; સ્વલ્પ સ્ત્રી, તેમ ઉદ્ધત;
સાત્વતી ને આરભટી વૃત્તિ **આવિદ્ધ** નાટ્યમાં. ૩૪

ડિમે સમવકારે ને વળી વ્યાયોગ–રૂપકે,
ઈહામૃગે કહી સંજ્ઞા જેને **આવિદ્ધ** તો કહ્યું. ૩૫
આનો પ્રયોગ કરવો દેવ દાનવ રાક્ષસે,
જે ઉદ્ધત છે પુરુષો શૌર્ય ને વીર્ય ધારતા, ૩૬
આવો પ્રયોગ કરવો ભૂમિકાના વિચારમાં.
હવે નાટ્યાનુસારી આ આહાર્યગુણ ઉચ્ચરું. ૩૭
કેમ રાજગુણો થાય નટોથી અલ્પ સાધને ?
કહું છું, કેમ આ લોકે નાટ્યધર્મી પ્રવૃત્ત છે. ૩૮

એવું આ સર્વસંપન્ન નાટ્ય તો મેં રચેલ છે.
રંગોએ આવર્યો તેમ ભૂષણોએ સુશોભતો, ૩૯
ગાભીર્ય-ભાવથી યુક્ત રાજચિહ્ની અને નટ.
સાત દ્વીપ તણા ભાવે આમ આ એક પુરુષ ૪૦
રંગોએ થાય, તેથી તો સાધે અંગ-વિચેષ્ટિત.
અંગસૌષ્ઠવ એ સર્વ થાય આચાર્ય-બુદ્ધિથી. ૪૧
રાજાની જેમ ભરત, રાજા એ નટ જેમ હો.
રાજા તો નટના જેવો, રાજા જેવો અને નટ. ૪૨
પાર્થિવોને રહેલો છે દ્રવ્ય કેરો સમૂહ જે,
નાટકે યોજવો તે સૌ દેશ-ભાષા-વયે ભર્યો. ૪૩
એમ રાજોપચારે તો કરવો નર-આશ્રય.
હવે આ વર્ણવું છું હું **પ્રયોજક** તણા ગુણો. ૪૪
ચાર આતોદ્યનો જ્ઞાતા, શાસ્ત્રકર્મે સુશિક્ષિત,
ઘણા પાખંડનો કર્તા, નીતિશાસ્ત્રાર્થ-તત્ત્વવિદ્, ૪૫
વેશ્યોપચાર-નિપુણ, કામશાસ્ત્ર-વિશારદ,
બહુ ગીત-પ્રચારજ્ઞ, રસભાવ-વિશારદ, ૪૬
નાટ્યપ્રયોગે કુશલ, બહુવિદ્યા થકી ભર્યો,
છ દોવિદ્યા તણો જ્ઞાતા, સર્વશાસ્ત્રવિશારદ, ૪૭
ગ્રહ-નક્ષત્ર-તત્ત્વજ્ઞ, દેહવ્યાપાર-જાણવી,
પૃથ્વી દ્વીપો તથા વર્ષો પર્વતો ને પ્રજા તણો ૪૮
પ્રમાણ-ચરિત-જ્ઞાતા, જન્મે જે રાજવંશનો,
શ્રોતા શાસ્ત્રાર્થકારોનો, સુણી ધારણ સાધતો ૪૯

લક્ષ્યે લૈને કહેનારો, શક્ત દેખાડવા મહીં,
આ ગુણે યુક્ત આચાર્ય **સૂત્રધાર** કરાય છે. ૫૦

સ્વાભાવિક ગુણો આ હું કહું છુ, ધ્યાનમા ધરો
સ્મૃતિ, બુદ્ધિ અને ધૈર્ય, ઔદાર્ય, સ્થિરવાક્ તથા ૫૧

અરોગ, માધુર્ય, ક્ષમા, દમ ને પ્રિયવાદિતા,
અક્રોધ, કવિની શક્તિ, શૌચ, દાક્ષિણ્ય, સત્યતા,
અલોભ, હોશિયારી જે—આ સ્વાભાવિક છે ગુણો. ૫૨

સૂત્રધાર થકી થોડા ઊણા ગુણ થકી ભર્યો
જે મધ્યમ પ્રકૃતિનો, જાણવો **પારિપાર્શ્વક**; ૫૩

રૂપાળો ઊજળો જોઈ, હૂબહૂ કરનાર જે,
મેધાવી, વિધિનો જ્ઞાતા, સ્વકર્મે દક્ષ જે નર. ૫૪

સૂત્રધારગુણે યુક્ત **સઘળા** **નટ** છે કહ્યા.
વેશ્યોપચાર–કુશલ, મીઠો, દક્ષિણ ને કવિ,
ઊહાપોહજ્ઞ ને વાગ્મી **વિટ** ચાતુર્યથી ભર્યો ૫૫

ઉજ્જવલ વસ્ત્રાભરણે, નિમિત્ત વિણ કોપ ને પ્રસન્ન વળી,
હલકો, માગધ–ભાષી **શકાર** બહુલા વિકારવાળો હો. ૫૬

ઠિંગણો, દૂબળો, દંતો, બે–જીભો, વકર્યા–મુખો,
લુચ્ચો, માંજર–આખો તો કરવાનો **વિદૂષક**. ૫૭

કજિયાળો, ઘણુંબોલો, વરવો, ગંધ–શોખિયો,
માન્યામાન્યે વિશેષજ્ઞ—**ચેટ** આવો કરાય છે ૫૮

આવા ગુણો થકી યુક્ત, નાટ્યયોગ–વિશારદ
તુષ્ટ રક્ત નટોને તો આચાર્યે સાધવા સદા. ૫૯

હેલા ને હાવ-ભાવોથી, સત્ત્વ ને વિનયે વળી,
માધુર્યે યુક્ત, ને તેમ કલા ચોસઠ જાણતી, ૬૦
રાજોપચારની જ્ઞાતા, સ્ત્રીદોષોએ વિહીન જે,
પ્રિયવાણી-પ્રિયકથા, પ્રિયદક્ષ, જિતશ્રમ,— ૬૧
આવા ગુણો થકી યુક્ત ગણિકાઓ કહેલ છે.
જુવાની રૂપ ને શીલ માધુર્યાદિકથી ભરી, ૬૨
સ્નેહાળ વિશદ, મધુરા, મીઠાંવચની તથૈવ કલકંઠી,
ક્ષુભિત થતી નહિ, તેવી લયતાલજ્ઞા, રસો થકી પૂર્ણ,— ૬૩
આવા ગુણો થકી યુક્ત કરવી **નાયિકા** બુધે.

* * *

એમ આ જે પ્રકૃતિઓ યોજવી નાટ્યમાં બુધે.
હવે આ તો કહું છું જે ભરતોનો વિચાર છે. ૬૬
શિલ્પકારોપકારી ને ભૂષક, સ્તુતિકૃત્ નટ
સૂત્રધાર, અને નાટ્ય તથા કુટક્કારક, ૬૭
ને આહરણનો કર્તા, માલાકાર કહ્યો વળી,
ધોબી, ને ચિત્રનો કર્તા, કારુઓ, શિલ્પકારકો,
કુશીલવો વગેરે જે, જાણવા નામથી બધા. ૬૮
નેતા એક બનીને આચરતો ભિન્ન ભૂમિકા નાટ્યે,
ભાંડ-ગૃહોપકરણો, માટે તો નામ ભરત છે એનું : ૬૯
લોક તણું મન જાણી સર્વ પ્રકૃતિ-પ્રચારનો જ્ઞાતા
બહુ ભૂમિકા કરે, ને નારીની તેમ ભૂમિકા સાધે. ૭૦

પ્રત્યુત્પન્ન મતિ તણો, નર્મ અને નર્મગર્ભ કહેનારો,
ભૂષિત વચન વદંતો વિદૂષક કહ્યો સદાય નાટ્યજ્ઞે. ૭૧

ભેરી ને તૂરી, ને સૌ આતોદ્યો વગાડવે કુશલ,
તૂર્ય–પરિગ્રહધારી તૌરિક તો થાય નાટ્યમાં એવો. ૭૨

નટ–ધાતુ તણા અર્થે લોક તણાં વૃત્ત નાટ્યમાં ભજવે
રસભાવ–સત્ત્વ સાથે, તેથી એ નટ વદાય છે લોકે. ૭૩

આશીર્વાદે ભરિયાં મંગલમય વાક્ય જે વદે મધુરાં,
ને સૌ જનને સ્તવતો, તેથી નાંદિક વદાય છે એવો. ૭૪

* * *

ગાને વાદ્યે પાઠ્યે સમાનભાવે જ સૂત્રસંચાલે,
શાસ્ત્ર અને ઉપદેશે, તેથી એ સૂત્રધાર નામ ધરે. ૭૬

ઉપદેશને અનુસરી સત્ત્વ સહિત ભૂમિકા મહીં દોરે
સઘળા ભાવોને એ, તેથી છે નાટ્યકારની સંજ્ઞા. ૭૭

ચારે આતોદ્યે વિધિ પ્રયોગ શાસ્ત્રાર્થ સર્વ જાણે છે,
ને નાટ્યને પ્રયોજે, માટે નટ નામ તો મળ્યું એને. ૭૮

ભાંડક–વાદ્ય–જ્ઞાતા, લયતાલજ્ઞા, રસો થકી પૂરી,
સર્વાંગસુંદરી તો [ નાટ્યે ] આ નાટકીય કરવાની. ૭૯

પ્રકૃતિ અનેક વિચારી મુકુટ તણા યોગથી સજે માથાં,
વિભિન્ન વેશ–વિશેષે, તેથી તો મુકુટકાર સંજ્ઞા છે. ૮૦

આભરણ ઘણાં સાધે, તેથી આભરણકાર કહેલો છે.
જે જે ઉપકરણ કરે તે તે સંજ્ઞા કહેલ છે એની. ૮૧

જે માલ્ય સાધનારો પ્રકાર પાંચે, કહેલ તે 'માળી.'
વેશ કરી જે આપે તેની તો **વેશકારની** સંજ્ઞા. ૮૨
ચિત્ર કરંત **ચિતારો**; વસ્ત્ર ધુએ તે થકી રજક સંજ્ઞા.
લોઢે લાખે પથરે કાષ્ઠે **કારુક** તણી કલા થાતી. ૮૩
બહુ–આતોદ્ય–વિધાને પ્રયોગમાં ને બજાવવે કુશલ,
એવા એ શિલ્પજ્ઞે **કુશીલવ** તણી કહેલ છે સંજ્ઞા. ૮૪
જે જે શિલ્પ અને ક્રમ પ્રયોગ આદિક કરે જ તેથી તો
તે–તેના ગુણ–યોગે તે તે સંજ્ઞા મળેલ છે એને. ૮૫
આમ જ નાટક–વિધિમાં જાણો નટ–જાતિ નામથી આવી,
બહુ ઉપકરણે પૂરી, નાટ્યવિચારે પ્રયોગમાં એવી. ૮૬
કહ્યો આ ભૂમિકાન્યાસ, કહ્યા તેમ પ્રયોજકો;
**નાટ્યશાસ્ત્ર** કહ્યું આ મેં; મુનિઓ, શું કહું હવે ? ૮૭

## અધ્યાય ૩૬ મો

સર્વજ્ઞ આ ભરતને પ્રસન્ન મુનિઓ થઈ
કુતૂહલ થકી પૂછે મધુરાં વચનો કહી: ૬
પુરાણો જે અમોને આ **નાટ્યવેદ** તમે કહ્યો,
એકચિત્તે અમે સૌએ તેને ધારણ છે કર્યો. ૭
એક સંદેહ અમને તેનો નિસ્તાર તો કરો.
કહી કોણ શકે બીજો નિવેડો **નાટ્યવેદનો** ? ૮

* * *

તમે કહ્યું અમોને કે **નાટ્ય** લોકચરિત્ર છે.
તેથી એ લોક–ગુહ્યોનો કહો નિશ્ચય આપ જે. ૧૧

કયા દૈવતું ચરિત પૂર્વરંગે કરાય છે ?
પૂજાય એહ શા માટે ? પ્રયોજ્યે એહ શું કરે ? ૧૨
કયું દૈવત ત્યાં ઇચ્છયું ? પ્રીતિ તો એહ શું કરે ?
શાને પાવિત્ર્ય ને શ્રૌત આચરે સૂત્રધાર જે ? ૧૩
કેમ પૃથ્વીતલે નાટ્ય સ્વર્ગમાંથી ખમી પડયું ?
તમારો વંશ આ કેમ ખ્યાત છે નટ-નામથી ? ૧૪

**ભરત** કહું છું આપને, વિપ્રો ! પૂછયું જેહ તમે મને.
પૂર્વરંગ તણાં કાર્યે જે તે જાણો તમે ભલું. ૧૫
પૂર્વે જે વિઘ્નની વાત તમને મેં કહી હતી,
તેહના અનુસંધાને કહ્યો છે પૂર્વરંગ મેં. ૧૬
શાસ્ત્રોક્ત પાપને માટે કહી છે દેહશુદ્ધિ મેં.
રહ્યું સર્વત્ર જે પાપ, શ્રુતથી તે શમી જતું. ૧૭
આમ જાપે અને હોમે ને વળી દેવપૂજને,
સ્તુત્યાશીર્વાદનાં વેણે કર્મભાવ કહી, વળી ૧૮
સર્વ આતોદ્યના નાદે ગીતનાદ સમાચરી,
પાપહારક ને વિઘ્ન-વિનાશી તો ક્રિયા કર્યે ૧૯
સ્તુતિગીતાદિથી તુષ્ટ જેનાથી નર થાય છે,
**નાંદીનું** નામ તેથી તો આપ્યું છે આ પ્રયોગને. ૨૦
ગીત ને વાદ્ય-આધારે જ્યાં કાકુસ્વર છે શુભ,
તે સ્થળે પાપહારી ને મંગલપ્રદ એ થશે. ૨૧
ધ્વનિ વાદ્યો થકી ઊઠ્યો જેટલો દેશને ભરે,
તેટલાનું શુભ બને;—ત્યાં વિઘ્નો કોઇ થાય ના. ૨૨

યુદ્ધે વિવાહ ને યજ્ઞે ને રાજાનાય મંગલે
**નાંદી**-શબ્દ સુણે તેવા હિંસો સૌ નાશ પામતા ૨૩

*  *  *

આમ પૂજાધિકારાર્થે કર્યો છે પૂર્વરંગ મેં,
સ્તુતિના મંત્રથી તેમ ઉદ્દેશી દેવ-પૂજના. ૨૭

અભિવાદનમા કિલષ્ટ ખૂંચતું **રંગમંડલે,**
તેહને શુદ્ધ કરવા આ કહ્યુ, હે દ્વિજોત્તમો ! ૨૮

મારા આ દીકરા સર્વે **નાટ્યવેદ**-મદે ભર્યા,
પામે છે વિઘ્ન હાસ્યાત્મે-સર્વ લોક હસાવતા ૨૯

કેટલોક સમો વીત્યે શિલ્પે ગ્રામીણ ધર્મને,
ઋષિઓની નકલ તા કરતા વાદ્ય-આશ્રયે, ૩૦

અગ્રાહ્ય ને દુરાચારે ગ્રામ્યધર્મે ભરેલ ને
નઠોર નિંદ્ય જે કાવ્ય પુત્રોએ તે પ્રયોજિયું. ૩૧

સુણી એ મુનિઓ સર્વ ખીજાળા ખૂબ ખીજિયા,
બાળતા અગ્નિની જેમ ભારતો પ્રતિ ઉચ્ચર્યા ૩૨

'અમારી મશ્કરી આવી કરો એ યોગ્ય છે નહિ
કેવો આ છે પરિભવ ? કેવી આ છે જ મંમતિ ? ૩૩

જ્ઞાનના મદથી માતા, તેથી અવિનયી થજો.
તેનાથી જ તમારું આ નાશ કુજ્ઞાન પામશે. ૩૪

ઋષિઓ, બ્રાહ્મણોનો આ સમવાય જ સંગમે,
બ્રાહ્મણાચાર ગુમાવીને શૂદ્રાચાર બની રહો. ૩૫

ચડતી અપ્સરાઓની–કહ્યું જેવું ન મેં સુણ્યું,
નાટ્ય આપી તમે ત્યારે પ્રાયશ્ચિત્ત કરી શકો.' ૪૭

---

કેટલોય સમો જાતાં નામે નહુષ રાજવી
દેવોનું રાજ્ય પામ્યો તે નય–બુદ્ધિ–પરાક્રમે ૪૮
રાજ્યશાસન સાધે છે એ દૈવી ઋદ્ધિ પામતો.
ગાંધર્વ નાટ્ય એ બંને જોઈ ચિંતા થઈ ઘણી ૪૯
ચિત્તથી એ વિચારીને 'મારો નાટ્યપ્રયોગ જે
તેજસ્વી કેમ તે થાય'—એમ એ સંભ્રમે પડ્યો ૫૦
હાથ જોડી પ્રયોગાર્થ દેવોને રાય એ કહે·
'અપ્સરાઓ તણુ નાટ્ય આવું આ મુઝ ઘેર હો.' ૫૧
બૃહસ્પતિ વગેરે એ દેવોએ વળતું કહ્યુ·
'અપ્સરાઓ તણો મેળ મનુજોથી કહ્યો નથી ૫૨
સ્વર્ગની વિજયેચ્છાએ હિત ને પથ્ય આચરો.
આચાર્યો ત્યા ભલે જાય; જે કરે તમ ભાવતુ.' ૫૩
હાથ જોડી તહીં ત્યારે એ રાજા તો મને કહે·
'પ્રભો ! પૃથ્વીતલે હું તો પ્રતિષ્ઠા ઇચ્છું નાટ્યની. ૫૪
પૂર્વે ખળભળી દ્રવ્યે વિદ્યા આ તમ જે હતી,
વ્યક્ત ભાવ તહીં પામી તમારી પાસથી તદા ૫૫

શૂદ્ર માત્ર બની સર્વે એઓનું કર્મ પામશો;
તમારો તેમ જે વંશ તેય શૂદ્રત્વ પામશે. ૩૬
તમારો વંશ જે આજે, થશે તેઓય નર્તકો;
તેવા ને તેહવાં સર્વ સ્ત્રીઓ બાળ કુમારકો.' ૩૭
શાપ આપ્યો તહીં જાણી પુત્રોને, એ સમે સુરો
ખેદયુક્ત બની સર્વે ગયા એ ઋષિઓ કને. ૩૮
ઇંદ્ર-આદિક દેવોએ કહ્યું કે 'ભરતો તણું,
દુઃખ નષ્ટ બનો, નષ્ટ આ લોકો ન થજો કદી.' ૩૯
ઋષિઓ તો તહીં બોલ્યા: 'નાશ ના એહનો થશે.
બાકીનું જે કહ્યું સર્વ તેહ તો સર્વથા થશે.' ૪૦
સાંભળી વેણુ આ ઉગ્ર તેજના મુનિઓ તણું
ખેદયુક્ત બની દેવો આત્મરક્ષા-નિમિત્ત એ ૪૧
કહેવા લાગ્યા મને ક્રોધે: 'તારાનો નાશ આ ઘણો;
કર્યા એ નાટ્યના દોષે શૂદ્રાચારવતા બધા.' ૪૨
આપી સાંત્વન હું બોલ્યો: 'નિષ્પાપો! શોક ના કરો.
કાળનો સાધિયો આ તો આપણે વિધિ માત્ર છે. ૪૩
વેણુ આ મુનિઓ કેરું મિથ્યા ના કોઈ દી થશે.
મરવા ન કરો ચિત્ત તમે,'-સાંત્વન મેં કર્યું. ૪૪
'બ્રહ્માજીએ કહેલું જે જાણી લો તેહ નાટ્યને,
શિષ્યોને તેમ અન્યોને આપજો એ પ્રયોગથી. ૪૫
દુઃખપૂર્વક જે સાધ્યું નાટ્ય, ના નાશ પામજો,
મહાશ્રયી મહાપુણ્ય વેદાંગોપાંગથી ભર્યું. ૪૬

ચડતી અપ્સરાઓની–કહ્યું જેવું ન મેં સુણ્યું,
**નાટ્ય** આપી તમે **ત્યારે** પ્રાયશ્ચિત્ત કરી શકો.' ૪૭

---

કેટલોય સમો જાતાં નામે **નહુષ** રાજવી
દેવોનું રાજ્ય પામ્યો તે નય–બુદ્ધિ–પરાક્રમે. ૪૮
રાજ્યશાસન સાથે છે એ દૈવી ઋદ્ધિ પામતો.
**ગાંધર્વ નાટ્ય** એ બંને જોઈ ચિંતા થઈ ઘણી. ૪૯
ચિત્તથી એ વિચારીને 'મારો નાટ્યપ્રયોગ જે
તેજસ્વી કેમ તે થાય'—એમ એ સંભ્રમે પડ્યો. ૫૦
હાથ જોડી પ્રયોગાર્થં દેવોને રાય એ કહે:
'અપ્સરાઓ તણુ **નાટ્ય** આવું આ મુજ ઘેર હો.' ૫૧
બૃહસ્પતિ વગેરે એ દેવોએ વળતું કહ્યું:
'અપ્સરાઓ તણો મેળ મનુજોથી કહ્યો નથી. ૫૨
સ્વર્ગની વિજયેચ્છાએ હિત ને પથ્ય આચરો.
આચાર્યો ત્યાં ભલે જાય; જે કરે તમ ભાવતું.' ૫૩
હાથ જોડી તહીં ત્યારે એ રાજા તો મને કહે·
'પ્રભો ! પૃથ્વીતલે હું તો પ્રતિષ્ઠા ઇચ્છું નાટ્યની. ૫૪
પૂર્વે ખળભળી દ્રવ્યે વિદ્યા આ તમ જે હતી,
વ્યક્ત ભાવ તહીં પામી તમારી પાસથી તદા ૫૫
બ્રહ્માને ઘેર. આ અંતઃપુરમાં તો પ્રયોજિયું
બ્રહ્માણીની ક્રિયા સાથે ઉર્વશીએ કહેલ જે. ૫૬
પામતાં ઉર્વશી નાશ શોક ઉન્માદથી થયો.
જનાનો નાશ ત્યાં પામ્યે ફરી એ નાશ પામિયું. ૫૭

પૃથ્વીલોક મહીં ખીલે **નાટ્ય** આ, ઇચ્છું એમ હું.
તિથિ-યત્ન-ક્રિયાઓમાં જેમ મંગળ હો શુભ; ૫૮
તેથી મારા ગૃહે મેળ ઘણી-પ્રકૃતિ આશ્રયી
સ્ત્રીઓના ન્યાસ લલિતે-એ કીર્તિ તમ થાપશો.' ૫૯
'તથાસ્તુ' એમ મેં ત્યારે રાજા નહુષને કહ્યું;
સુતોને તવ બોલાવી સુરોની સાથ મેં કહ્યું: ૬૦
'હાથ જોડી વીનવે છે રાજા નહુષ આ, જુઓ.
સાથે મળી ભૂમિલોકી જાઓ **નાટ્ય** પ્રયોજવા. ૬૧
આ જો સારું પ્રયોજો તો શાપનો અંત હું કરું.
બ્રાહ્મણો તેમ ભૂપોની નિંદાને પામશો નહિ. ૬૨
ત્યાં તો જઈ તમે સાધો પ્રયોગ વસુધાતલે;
રાજાના વેણથી ભિન્ન અમો ના શકિયે કરી.' ૬૩

---

તમોને ટૂંકમાં આપી રાજા નહુષની કથા,
આપ્તોપદેશની **નાટ્યે** બ્રહ્માએ સિદ્ધિ જે કહી. ૬૪
કહેશે કોહલ બાકીનું ખૂટ્યું 'ઉત્તર **તંત્રથી**
પ્રયોગ' કારિકાઓ ને નિરુક્તે એ સ્વરૂપથી. ૬૫
અપ્સરાઓ કરે ક્રીડા—સાધવા એહ હેતુ મેં
સ્વર્ગમાં **શાસ્ત્ર** આ સ્થાપ્યું સ્વાતિ નારદ સાથમાં. ૬૬
પુત્રોએ જઇ પૃથ્વીમાં રાજા નહુષને ગૃહે
સ્ત્રીઓનો ક્રમશઃ સાધ્યો આ પ્રયોગ અનેકશઃ. ૬૭
એમણે માનવી સ્ત્રીઓમાં પુત્રો ઉપજાવતાં
બાંધ્યો પ્રયોગ ભૂલોકે ક્રમેથી વિવિધાશ્રયે. ૬૮

પુત્રો પેદા કરી, બાંધી[1] ક્રમેથી ત્યાં પ્રયોગ ને
બ્રહ્માની મેળવી આજ્ઞા સ્વર્ગે પાછા જઈ રહ્યા. ૬૯

એમ પૃથ્વીતલે **નાટ્ય** શાપથી ઊતરી રહ્યું.
ભરતોનો કહ્યો વંશ, ભવિષ્યકથને કહ્યું. ૭૦

કોહલાદિક આ **વાત્સ્ય** તેમ **શાંડિલ્ય** ધૂર્તિલે
મર્ત્યધર્મ તણા યોગે કેટલોક સમો ઠરી ૭૧

નરોને બુદ્ધિ દેનારું **શાસ્ત્ર** આ તો પ્રયોજિયું,
ત્રૈલોક્યની ક્રિયાવાળું, સર્વ શાસ્ત્રો થકી ભર્યું. ૭૨

* * *

[ સગ્ધરા ]

આવું નાટ્યપ્રયોગે બહુ બહુ કથિયું કર્મ શાસ્ત્રે કહેલું,
જે ના કહેલુ, અહીં તો અનુકૃતિકરણે સાધવું સર્વથા તે;
જે કૈંયે, સત્ય થાઓ: ધરણિ નિત રહો રોગથી મુક્ત થૈને,
રાજી ગો-બ્રાહ્મણો હો; નરપતિ વસુધા રક્ષજો આ બધીને. ૭૯

# મહત્ત્વના વિષયોની અકારાદિ સૂચિ

[ આંકડા પાનાંના સંખ્યાંક આપે છે. ]